નવા ધોરણ પ્રમાણે.

# ધોરણ ત્રીજાની નોટ તથા ખુલાસો.


છપાવી પ્રસિદ્ધ કરનાર.

સોમચંદ ભગવાનદાસ શાહ.

બુકસેલર, પબ્લીશર એન્ડ કમીશન એજન્ટ

ઠે. નં. [illegible] પાનકોરના નાકે—અમદાવાદ.

આવૃત્તિ ત્રીજી. પ્રત ૧૦૦૦

શ્રી 'સૂર્યવિજય' પ્રિન્ટીંગ પ્રેસમાં શા. સાંકળચંદ હરિલાલે છાપ્યું.

પાંચકુવા નવા દરવાજા—અમદાવાદ.

કીંમત ૦-૭-૦

# ત્રીજી ચોપડીના પાઠના શબ્દોના અર્થ.

## ભાગ ૧ લો.

### પાઠ ૧ લો.

વાર્તા=વાત.
સામાન્ય=સાધારણ.
મૂળાક્ષરો=મૂળના અક્ષરો, સ્વર, અને વ્યંજનો.
બારાખડી=પદ, બાર અક્ષરનો હાર.
રમુજી=આનંદી, ખુશી ભરેલી.
લાભ=ફાયદો, નફો.
પદાર્થો=વસ્તુઓ.
જાણવાજોગ=જાણવા જેવી.
ઉમંગ=હોંશ, ખંત.
સરસ=સારી, સુંદર.
ચીત્રો=છબીઓ.
આનંદ=ખુશી.
બોધ=શિખામણ.
હર કોઇ=કોઇ પણ.
વસ્તુ=ચીજ.
બારીક=ઝીણી.
તપાસ=શોધ, ખોળ.
મુકાબલો=સરખામણી.
ભૂગોળ=ગોળ જમીન પૃથ્વીનો ગોળો.
અધિકારી=ઉપરી અમલદાર.
માહિતી=સમજણ, ખબર.
નકશો=કોઇ પણ આકારનો ચિત્રેલો નમુનો.
મઝાની=સારી, ગમ્મત ભરેલી.
રસીલી=ગમ્મત ભરેલી આનંદી રસવાળી.
પુસ્તકો=ચોપડીઓ.
સંબંધી=વિષે, બાબત.
નદી=સરિતા.
દરીઓ=સમુદ્ર, સાગર.
મેદાન=ખાડા ટેકરા વગરની જમીન.
નમુના=ઘાટ–આકાર.
વર્ણન=વિવેચન, વિગતવાર કહેવું તે.
ગુણ=સ્વભાવ, ફાયદા.
ઉપયોગ=ખપ, કામ, જરૂર.
તોળવા–જોખવા.
સોદો=માલ.
છેતરાશો=ઠગાશો.

ઉતાવળે આંબા ન પાકે=ગોટલો. વાવ્યો એટલે જલદીથી કેરી થઈ જતી નથી.
ધ્યાન દઈ=ચિત્ત રાખી.
ખાતરી=ચોક્સ તપાસ.
મહેનત=શ્રમ, વગરનું.
પોપટીઉં=પોપટના જેવું સમજણ
જ્ઞાન=સમજણ, બુદ્ધિ

પાઠ ૨ જો.

ભાગ ૧ લો.

લિપિમાં=ભાષામાં, બોલીમાં.
સિવાય=વિના વગર.
બ્રાહ્મણી=બાળબોધ, શાસ્ત્રી અક્ષર.
જુના=પુરાતન, પ્રાચીન, અસલનાં.
આંક=આંકડા, સંખ્યા
પંડિતો=ઘણું ભણેલા વિદ્વાનો.
અજણુ=હ્રસ્વઇ કે દીર્ઘઈ.
વરડુ=હ્રસ્વ ઉ કે દીર્ઘઊ.
અનુસ્વાર=માથે મીંડું.

પાઠ ૩ જો.

ભાગ ૨ જો.

ફક્કડ=ફેલ [illegible] લાલ, સ્હેલાણી.
છેલ્લે=છેવટે.
નીપજે=ઉપજે પેદા થાય.
લહીઓ=સારા અક્ષરે લખનારો.
લપટાવું=ફસાવું પડવું.
લાલચ=લોભ, ખોટી આશા.
જાતે=પોતે

નર્યા=નીરોગી, સાજો, તંદુરસ્ત.
શ્રદ્ધા=ભરોસો, વિશ્વાસ, આસ્થા.
ઉદ્યોગી=મહેનતુ, કામગરો.
ચેન=મજા, ગમ્મત.
ખાલી=નકામો, ફોગટ.
ઠાઠ=ડોળ, ભપકો.
અજુગતુ=અઘટિત, ગેર વ્યાજબી.
કદી=કોઇ વખત.
માઠું=ખોટું, ખરાબ.
અસલના=પહેલાંના, અગાઉના.
વિદ્યાભ્યાસ=ભણવું તે.

પાઠ ૪ થો.

ઘરડો=વૃદ્ધ.
ટટ્ટુ=નાનો ઘોડો.
બજાર ભરાતું=બજારમાં વેપારીઓ માલ વેચવા આવતા.
છતે ટટ્ટુએ=ટટ્ટુ હોવા છતાં.
મૂર્ખ=બેવકુફ, અક્કલ વગર.
ખરેખર=ખચિત, નક્કી.
હડહડતો=પૂરેપૂરો.
કળિયુગ=ખરાબ વખત.
દૂર=આઘે.
બુમ=હાંક, ઘાંટો
બુદ્ધિ ફરી ગઇ છે=અક્કલ જતી [રહી છે.
મોજથી=આનંદમાં.
ખર્યું પાન=વૃદ્ધ, ઘરડો.
માંદો=આજારી.
ફીકર=ચીંતા.
શરમાઈ=લજવાઇ.

જોસખંધ=જોરથી ઝપાટાબંધ.
સંઘ=જાત્રાએ જનારાઓનું ટોળું.
જાતે શ્રાવક=( શ્રાવક લોકો પશુ પંખીઓ તરફ બહુજ દયારાખે છે.
ઘાતકી=ક્રુર, પાપી, દયા વગરના.
હાટ ભરાય છે=દુકાનો મંડાય છે, બજાર ભરાય છે. | પડીજશે.
વીખરાઇ જશે=વેરાઇ જશે, છુટું
ખભે=ખાંધપર. [ વખતે
વખતસર=ટાઇમ મુજબ બરાબર
પૂલ=નદી કે ખાડીપરથી આવવા જવાને માટે બાંધેલો રસ્તો.
ફીકે મોહે=દીલગીર ચહેરે.
પસ્તાયા=અફસોસ પામ્યા, દીલગીર થયા.
અક્કલનો=બુદ્ધિનો.
ઉપયોગ=ખપ.
સલાહ=મત વિચાર.
દશા=વલે, હાલત.

---

## પાઠ ૫ મો.

પરગજુ=પારકાનું ભલું કરનાર.
ધણી ધણિયાણી=વર અને વહુ.
ઇશ્વિર ભક્તિ=ભગવાનનું ભજન, પૂજન.
ગાળતાં=ગુમાવતા. કાઢતાં.
નરસિંહ ચૌદશ=વૈશાખ સુદિ ૧૪ તે દિવસે ભગવાન થંભલામાંથી પ્રગટ થયા હતા. તેમનું મોં સિંહ જેવું અને હાથે પગે નહોરવાળાં સીંહના જેવા આંગળાં અને બાકીનું શરીર માણસ જેવું હતું માટે તે નરસિંહ પ્રભુ કહેવાયા.
પુત્ર=છોકરો.
ભંડાર=ખજાનો.
વાણી=બોલ.
રાજી=ખુશી.
પેદા=ઉત્પન્ન.
ઉપકાર=આભાર, પાડ.
બુદ્ધિ=અક્કલ.
ગુજરી=મરી.
ઉછેરવાનું=પાળી પોષી મોટો કરવાનું.
સ્વભાવ=લક્ષણ.
ગુણ=ટેવ.
સલાહ=શીખ, અભિપ્રાય.
મદદ=સહાય, આશરો,
અસર=લાગણી.
પરગજુ=બીજાઓપર ઉપકાર કરનાર.
નીવડ્યો=નીકળ્યો, થયો.
માનીતો=વહાલો, પ્યારો.
વર્ગના=કલાસના-ધોરણના.
નાનીમોટી=સહેલી, અઘરી.
ઇચ્છે=ચાહે.
ચાંદ=ગોબો, ખાંખલો.
ખડખડ હસવા લાગ્યા=મશ્કરી કરવા મંડી પડ્યા.
અંતઃકરણમાં=મનમાં, દીલમાં.

એકદમ=અચાનક, ઓચિંતી.
ફેંટો=માથે બાંધવાનું લુગડું.
ઘા=જખમ.
વખાણ=સ્તુતિ-ગુણ ગાવા તે.
વૈદ=દેશી દવા કરનાર દાક્તર.
શુદ્ધિમાં=ભાનમાં.
પરગજુપણું=પરોપકારીપણું.
આશ્ચર્ય=નવાઇ અચંબો.
જીવતો ઘેર આવત નહિં=નક્કી મરી જાત.

---

## પાઠ ૬ ઠો.

લગ્ન=વિવાહ.
ઉંમર=વય.
અભ્યાસ કરતાં-ભણતાં ભણતાં.
ગુજરાન=ભરણ પોષણ.
ધંધે વળગવાની=કામે લાગવાની,
નાતજાત=નાતને પરનાતનાં માણસો
પ્રીતિ=હેત, પ્યાર,
દયા ઉભરાઇ આવતું=બહુજ દયા ઉત્પન્ન થઇ.
મેદાનમાંથી=જંગલમાંથી.
ખડ=ઘાસ (આવી.
જીવ આવ્યે=ચેતન આવ્યું, શુદ્ધિ
આશીશ=આશીર્વાદ, દુઆ ભલું ઇચ્છવું તે.
નજીક=નિકટ પાસે.
કાદવમાં=કચરામાં.
ડૂબતો=બુડતો.
કાંઠે=કિનારે

ટંગાવી=લટકાવી.
પાડ=ઉપકાર.
પરોપકારી=પરમાર્થી.
ઇનામ=ભેટ, બક્ષીસ.
થોભાય=અટકાય રહેવાય.
ઘાડું=ઘાટું, ખીચ.
જંગલી=જંગલનાં.
કૃપાથી=મહેરબાનીથી.
ઇજા=આંચ, પીડા, હરકત, નુકશાન.
સહીસલામત=ક્ષેમ કુશળ, સુખેથી કોઇ પણ જાતની અડચણ વિના.
વિવાહના=લગ્નના. ( થયો.
સામેલ થયો=સાથે મળ્યો દાખલ.

---

## પાઠ ૭ મો.

અદલ=નેક, વ્યાજબી, ચોકખો,
ઇનસાફ=ન્યાય.
પૈસાદાર=બહુ પૈસાવાળો.
હાલત=પૈસા સંબંધી સ્થિતિ.
ગામઠી=ખાનગી, જુની રીત મુજબની.
અક્કલવાળો=બુદ્ધિશાળી.
નસીબદાર=ભાગ્યશાળી.
ધન=પૈસો, દોલત.
ફાવતો થયો=લાભ પામતો ગયો.
મકાન=ઇમારત, બંગલા.
કીમતી=ભારે કીંમતનાં.
દોલત=દ્રવ્ય, ધન.
ખરીધા=વેચાતા લીધા.

આબરૂ=કીર્તિ, ઇજ્જત.
મરણ પથારી=મરવા વખત.
મરણ=મોત.
મિલકત=જર, જમીન, દાગીના, ઘરબાર વિગેરે પુંજી.
ભાગ=હિસ્સા, વહેંચણી.
વર્તીશું=ચાલીશું.
કબુલાત=વચન.
દહાડોપાણી=મરણ પછવાડેનું ક્રિયા ખર્ચ
તોડ=નિકાલ, ફેંસલો.
દિવાન=પ્રધાન, વજીર, કારભારી.
અક્કલની=ચતુરાઇની, હોંશીયારીની
વાહવાહ=વખાણ.

## પાઠ ૮ મો.

પોળમાં=શેરીમાં મહોલ્લામાં.
લખોટા=કાચની કે પત્થરની રમવાની નાની મોટી ગોળી.
સુંદર=સારા, રૂપાળા.
સુશોભિત=સારા શોભિતા.
ચોર=કોઇની કાંઇ ચીજ છાનીમાની લેઇ લેનાર.
અટકાવ્યો=વાર્યો, રોકયો.
નજીવી=નકામી, નમાલી.
ટેવ=હેવા, આદત.
પાપ=નઠારાં કામ.
સજા=શિક્ષા.
શરમાઇ ગયો=લજવાઇ ગયો.

## પાઠ ૯ મો.

દર=ભોંયમાં ખાડું હોય છે તે.
છાંયે=છાંયડે.
સિંહ=વનનો રાજા,
પંજા=હાથનો થાપો.
સપડાયો=પકડાઇ ગયો.
કાલાવાલા=આજીજી.
ગુનો=વાંક.
માફ=ક્ષમા.
આફત=દુઃખ, આપદા.
સેવક=ચાકર, દાસ.
જીવતદાન=જીવ બચાવવો તે.
મગરૂરી=અભિમાન, ગર્વ શેખી.
ભાન=સમજ, અક્કલ, ખબર.
વનનો=જંગલનો.
તળે=નીચે.
જાળ=ફાંસો.
ફાંફાં=ગોથાં, નકામી મહેનત.
અકળાયો=ગભરાયો, મુંઝાયો.
બદલે=સાટું.
વાળવાનો-આપવાનો.
મહારાજ=મોટા રાજા.
ફીકર=ચિંતા.
બજાવશે=કરશે.
સેવા=ચાકરી.
કાતરી=કરડી.
સાંભરતી=યાદ આવતી.
તરણાસરખું=તરખલા જેવું, નકામું.

જોરનો=બળનો.
ગર્વ=અહંકાર.

### પાઠ ૧૦ મો.

ફેરી કરીને=છુટક વેચીને.
ઘરાક=માલ લેનાર.
છેતરતો=ઠગતો.
શાખ=આબરૂ.
ઠરાવ્યા વગર=નક્કી કર્યા સિવાય.
સામાન=માલ, ચીજો.
છેતરવાનું=ઠગવાનું.
પ્રમાણિક=સાચો,સારીવર્તણુંકવાળો
મોહનમાળા=ડોકમાં પહેરવાની સોનાના મણકાની માળા.
લોભાતાં=લલચાતાં, ફસાતાં.
પોલીસથાણું=ગેટ, ચોકી.
અમલદાર=ઉપરી, અધિકારી.
ફરજ=જરૂર, અગત્ય.
ચાહતાં=ઇચ્છતાં.
માફક=પેઠે, મુજબ.
ફેરી=માલ લઇને વસ્તીમાં, પોળોમા વેચવા નીકળવું તે.
કમાયો=પેદા કર્યું.
ભાવ=મૂલ્ય.
જાત્રા=તિર્થ.
ઠીક=સારો.
આગ્રહ=ખેંચતાણ.
કોલેરા=ઝાડો ને ઉલટીનો રોગ.
લાગુ પડવાથી=લાગવાથી.

મહા મુશ્કેલીથી=બહુ મુશીબતથી.
વિધવા=જેનો વર મરી ગયો હોય તેવી બૈરી, રાંડેલી બાયડી.
ધન્ય=શાબાશ.

---

### પાઠ ૧૧ મો.

ખેડી ખાવાને=ખેતી કરી ગુજરાન ચલાવવાને.
ભારી સજા=મોટી શિક્ષા, ચારપાંચ વરસ કે તેથી વધારે મુદત સુધી સખત કેદની સજા કરવામાં આવે છે તે ભારે સજા કહેવાય.
તુરંગ=જેલ, કેદીખાનું, બંદીખાનું.
છંદ=નઠારી ટેવ.
જામીં=ચોકસાઈ, બંદોબસ્ત.
લાગ ફાવતો=દાવ આવતો, વખત મળતો.
ધનવાન=બહુ પૈસાદાર.
સંઘ=જાત્રાએ જનારાં માણસોનું ટોળું.
વિકટ=બિહામણી, ભયંકર.
રાહ=વાટ.
સંતાઇ=છુપાઇ.
તુટી પડ્યા=લુંટી લેવા કુદી પડ્યા.
ચોકીદારો=ચોકીઆટ, ચોકી, રક્ષણ કરનારા.
સુખથી=નિરાંતેથી.
દ્રવ્ય=ધન, પૈસો.
ગમી=પસંદ પડી.
કંદોઇ=સુખડીઓ.

તાલેવત=પૈસાદાર.
નસીબ=ભાગ્ય.
ઝેર=વિષ.
ભેળવ્યું=મેળવ્યું.
ઝાડી=ચોખીખાચ ઝાડોનો જથ્થો.
ભુંડું=નઠારૂં.
તાક્યું=ઇચ્છયું.
વાવે તેવું લણે=ખેતરમાં જે અનાજ વાવીએ તેજ લણવાનું થાય ઘઉં વાવીએ તો ઘઉં, ને બાજરી વાવીએ તો બાજરીજ લણવાની થાય પણ બાજરી વાવેથી ઘઉં કે ડાંગર લણવાની નહિં થાય પણ બાજરીજ થશે.
કરે તેવું પામે=જેવાં કામ કરીએ તેવાં ફળ પામીએ, સારાં કામ કરીએ તો સુખી થઇએ અને નઠારાં કામ કરીએ તો દુ:ખી થઇએ.

---

પાઠ ૧૨ મો.

પાંડવો=(પાંડુ રાજાના છોકરા માટે પાંડવો કહેવા) તે પાંચ ભાઇઓ હતા.
સદા=હમેશાં.
ક્રોધ=ગુસ્સો.
વર્તણુંક=ચાલચલગત.
પીતરાઇ=કાકાના છોકરા ભાઇ.
સહન=સહેવું, ખમવું, વેઠવું.
ઝેરદઇને=વીષ ખવરાવીને [સાવીને
ફોસલાવી=સમજાવી પટાવીને, ફ-
જુગાર=જુગટુ, હારજીતના બાજી
દગો=છળકપટ, લુચ્ચાઇ
જુલમ=ત્રાસ, બળાત્કાર
ફરજપાડી=જરૂર પાડી
ઝુપડીમાં=ઘાસ પાદડા અને ઝાડની ડાલીઓથી બાધેના મઢુલીમાં
ગાળવા=ગુમાવવા.
રૂચતી=ગમતી, પસંદ પડતી.
કંઇ બાકી રાખતા નથી=જેટલું કરી શકાય તેટલું બધુય કરે છે
આનંદ=મજા.
કૌરવો=(કુરૂકુળમાં ઉત્પન્ન થયેલા માટે કૌરવો તેઓ સો ભાઇ હતા. અને તેમના બાપનું નામ ધતરાષ્ટ્ર હતું તે આંધળો હતો)
બહાને=નિમિતે, ઢેગવા
ગંધર્વ=( સારામાં સારી ગાયન અને વાદ્યાવદ્યામાં પ્રવીણ થયેલા સંગીતના શોખીન દેવલોકોનાં ગવૈયાઓ ગંધર્વ કહેવાય છે. )
ક્ષમા=માફી.
લાગણી=અસર
અપકાર ઉપર ઉપકાર=અવગુણ ને બદલે ગુણ.
લુચ્ચા=લોફર દગલબાજ.
અદેખા=ઈર્ષાળુ [થએલાં.
ગળગળા=છાતીભરાઈ આવેથી નરમ

આફતો=દુઃખો.
ગુસ્સે=ક્રોધે.
વેર=શત્રુતા.
ડગતું=પાછું હઠતું.

---

## પાઠ ૧૩ મો.

ભક્તિ=પ્રભુના ગુણગાન, સ્તુતિ, પ્રાર્થના.
ડહાપણ=હોંશિયારી, ચાલાકી,
ખરૂખોટું=સારૂં ને નઠારૂં.
પારખી=પિછાણી, ઓળખી, જાણી
અદલ=સાચો, વ્યાજબી.
ઇન્સાફ=ન્યાય.
પ્રજાની=રૈયતની.
પ્રીતિ=હેત, પ્યાર
ઇશ્વરકૃપાથી=પ્રભુની મહેરબાનીથી.
રાજકાજ=રાજ્યનાં કામો, રાજાને કરવાના કામ.
કચેરી=દરબાર, સભા.
કારભારીએ=અમલદારો, જુદાજુદા ખાતાના અધિકારીઓ.
ચર્ચા=સૌનાસત મેળવવા સંબંધી વિચાર. [માણસ
સાક્ષી=સાહેદી, પુરાવો આપનાર
અઘરૂં=વિકટ, વસમું, કઠણ.
ચતુર=હોશિયાર, ચાલાક.
અદલઇન્સાફ=સાચો ન્યાય.
અચરજ=અચંબો, નવાઇ.

હુકમ=આજ્ઞા, આદેશ.
છાનીમાની=ગુપચુપ બોલ્યા વિના.
હક=દાવો, કબજો, ભોગવટો, માલકીપણું.
વિચાર્યું=ધાર્યું, નક્કી કર્યું.
ગળેપડુ=ખોટી રીતે હક બતાવનાર
સજા=શિક્ષા.
બુરાહાલ=ખરાબદશા.
ડાહ્યો=શાણો, ચતુર, [આપનાર.
ન્યાયાધીશ=ન્યાય કરનાર, ઇન્સાફ

---

## પાઠ ૧૪ મો.

ગરીબ=રાંક, કંગાલ.
ધનવાન=પૈસાદાર.
ગૃહસ્થ=સારો માણસ.
કઠ્ઠીને=સખત, બહુજ.
નિસાસે=દુઃખથી નિશ્વાસ નાખવોતે.
નોકરો=ચાકરો, સેવકો.
મઝા=આનંદ.
અભાગીઆના=અકરમીના.
ભાગ્યહીનના,કમનસીબના.[પડીગયું
કરમાઇ ગયું=ફીકકું પડી ગયું વીલું
હાલત=દશા, સ્થિતિ.
ફરમાવ્યું=હુકમ કર્યો.
ટેકાવિના=આધાર વગર.
લંગડા=લૂલા, પાંગળા.
પારકાના=પરનાં, બીજાના.
મહેનત=ઉદ્યોગ.

કાયમ=નિરંતર.
કદાપિ=કદાચ.
તંગી=તાણ, ભીડ, ટોટો.
મટી=નાશ પામી

---

## પાઠ ૧૫ મો.

મહોલ્લા=પોળો.
ધંધો=કામ.
મશ્કરી=હાંસી.
ટેવ=આદત.
નોતરૂં=જમવાનું આમંત્રણ તે.
રંગીત=રંગેલા.
ઠરાવેલે=નક્કી કરેલે.
સુશોભિત=સારા શોભાયમાન.
થાળ=મોટી પહોળી થાળી.
પીરસી=મુકી.
ફાંફાં=ગોથા.
છાછરો=જરા ઉંડો ને પહોળો ખુમચા જેવો.
ચપચપ=ઝડપઝડપ.
રસોઇ=જમવાની વાનીઓ.
જાણ્યું અજાણ્યું=પોતે સમજી ગયા છતાં ન સમજ્યાનો ડોળ કરવો તે.
ખામી=ખોડ, ખાંપણ.
ભાવ=હેત, પ્રીતિ.
ભોળા=કપટ વગરના. નિખાલસ સ્વભાવના.
ખાતર=અરદાસ, મેમાનગીરી.
શિરોઇ=લાંબી ડોકવાળું ઉંડું વાસણ.

સાટું=બદલો.
મલકાતી=હસી.
સ્વાદે=લહેજતથી.
શરમાયું=લજવાયું.

---

## પાઠ ૧૭ મો.

હંમેશના=દરરોજના
રિવાજ=નિયમ.
વર્તમાનપત્ર=છાપું.
છાયાતળે=છાંયડા નીચે.
બાંકડો=ખુરશીના ઘાટની લાંબી બેઠક
ચિત્રે=છબીઓ, ફોટા.
તંબુ=જાડા લુગડાનાં ઘર ડેહરા.
સપાટ=સરખી, ખાડા ટેકરા વગરની
સ્વારી=સફર, મુસાફરી.
ઝુંપડાં=ઝાડની ડાળીઓ અને ઘાસ પાંદડાંના નાનકડાં ઘરો.
પાકાંઘર=ચુનો ઇંટને પત્થરથી બાંધેલાં મજબુત ઘરો.
નેસ=રબારીવાડો, વગડામાં જ્યાં બારે માસ ઘાસપાણી મળી શકે તેવી જગામાં ભરવાડ લોકો પાકા ઘર બાંધીને રહે તે નેસ કહેવાય.
બહુભલા=ઘણા સારા. [ચાલનારા
મીલનસાર=મલતાવડા, હળીમળીને
પરોણા ચાકરી=મહેમાનગીરી.
ગઇસાલ=ગયે વર્ષે.
પરોણો=મહેમાન.

બારી=બોબારૂ઼.
ચામઠીઆ=કાઠિયાવાડની એક ભટકતી જાત, સરાણીયા.
સામાન=વસ્તુઓ, ચીજો.
ખરીદવામાં=વેચાતાં લેવામાં.
વિદ્યાર્થી=વિદ્યા ભણનાર.

---

## પાઠ ૧૮ મો.

તમાશો=ખેલ, રમત.
શણગારી=શણગાર પહેરાવી.
ખેલવા=રમવા.
સ્વચ્છ=ચોકખું.
ખેલાડીઓ=રમનારા.
રૂપવાન=રૂપાળો, સુંદર.
વરખ=સોનારૂપાના પાતળા કાગળ જેવા પતરાં.
વાળુ=રાત્રિનું ભોજન.
મનથયું=ઇચ્છા થઈ.
બેભાન=માનવિનાનો. શુદ્ધિવગરનો
રડારોળ=રોવું, કુટવું તે. કકળાટ.
નવાઇ=અચંબો આશ્ચર્ય.
કરકરૂં=ખરબચડું.
ઢાંકણુ=ઢાંકણું.
શણગાર=પોષાક, શોભા.
લોચ્યા=લચકા.
કંટાળો=સુગ. ચીડ.
છિદ્રો=કાણાં.
પસરે=ફેલાય.
પરસેવો=બફારો.

મોત=મરણ.
રજકણો=ઝીણી ધુળ જેની કણીઓ.
બિનાશ=બેજ.
ચોટી=વળગી.
ખુણાં=ઉઘાડાં.
સાફ=સ્વચ્છ.
સમજુ=સમજવાળાં.
સમજ=અક્કલ, સમજણ.
મુખ્ય=મોટી.
મતલબ=હેતુ, ધારણા.
કરકરૂં કપડું=વેજા કે જાડા ટુવાલ. પાડોશણે આવીને શીખામણની વાતો કહેવા માંડી તે કરતાં સમય સુચકતા વાપરી છોકરાને એકદમ નવડાવીને શરીર તદ્દન સાફ કરાવી દીધું હોત તો તેના જીવનની કાંઇક આશા રાખી શકાત.

---

## પાઠ ૧૯ મો.

વિદ્વાન=વધારે ભણેલા, પંડિત.
પ્રમાણિક=સાચી વર્તણુંકવાળા.
ઉદ્યોગી=મહેનતુ.
સહેજ આળસુ=જરાક આળસુ.
ભાઇભાંડુ=સગાંવહાલાં, ભાઇ બેન વિગેરે.
ઉપજ=પેદાશ, આવક.
દુકાળ=વરસાદ ન વરસવાથી અ-

નાજ ન પાકવાથી મોંઘવારીનો વખત આવે છે તે.
ખેડ=ખેતી.
પાક=અનાજની પેદાશ.
સારા વરસમાં=જે વરસમાં વરસાદ જોઇએ તેટલો વરસે ને તેથી જોઇએ તેટલા ઘાસ દાણો નિપજે તે વરસમાં.
કરકસર=ત્રેવડ, ખપ જેટલું વાપરીને કાંઇક બચાવ કરવો તે, ખાસ ઉપયોગનુંજ ખરચ કરવું તે.
ચરૂ=કડાંવાળો તાંબાનો દેગડો.
સોનામહોરો=સોનાનાસિક્કા, ( એક સિક્કાની કિંમત ૧૫ રૂ. થાય. )
ઉતરે=પાછો હઠે.
અઘાટ=ધણીપણાના હક સાથે.
ફેંસલો=તોડ, નિકાલ નિર્ણય.
ચુકાદો=ફેંસલા નિકાલ.
નિર્ણય=નિકાલ. નક્કી કરવું.
પસંદપડી=ગમી, ધ્યાનમાં આવી.
સારો પાક=ઘણી પેદાશ.

---

## પાઠ ૨૦ મો.

ઇનામ=ભેટ બક્ષીસ,
પ્રખ્યાત=પ્રસિદ્ધ, નામીચો જાણીતો થયેલો.
પાદશાહ=બાદશાહ.(મુસલમાનરાજા)
પરાક્રમી=બહાદુર શૂરો.
શોખીન=શોખવાળો.
આશરો=આધાર, મદદ.
ઉમરાવો=અમીરો, સભાસદો, મોટા જાગીરદારો, અમલદારો.
સભા=દરબાર, કચેરી.
વિષયો=બાબતો.
કવિ=કવિતાઓ બનાવનાર.
મોં ઉતરી ગયાં=ઝાંખા પડી ગયા, મોઢાં વીલાં થઇ ગયાં.
સારૂં જ્ઞાન=સારી સમજ શક્તિ.
પાર=અંત છેડો.
ખુશીનો=આનંદનો.
ખજાનચી=ધન ભંડારી, ખજાનાનો ત્રિજોરીનો ઉપરી.
નામદાર=રાજા, મહારાજાઓ અને અમીર ઉમરાવોના સાથે 'નામદાર એ સંબોધનથી વાત કરવામાં આવે છે, નામદારનો અર્થ " સારાં ઠામથી ઓળખાયેલા, માન પામેલા માનવંતા, " એવો થાય છે.
ખરેખરા=જોઇએ તેવા.
મરજી પડે=ઇચ્છા હોય તે.
ફટાક=ચાબુક સપાટા.
હઠ=મમત, જક્ક.
આજીજી=કાલાવાલા.
ભાગીદાર=ભાગીઓ, ભાગવાળો.
ખુદાવંદ=મોટા માલીક ( મોટા ઇજતવાળાને માટે બોલતાં કે લખતાં એ શબ્દ વપરાય છે. )

સરત=કરાર કબુલાત.
હજુરમાં=રૂબરૂમાં.
લાંચીઆ=લાંચ લેનારા, ફોગટનો પૈસો પડાવી લેનારા.
ઠરાવ પ્રમાણે=સરત મુજબ.
વાંસામાં=બરડામાં.
દ્રવ્ય=નાણું
માનીતો=વહાલો.

---

## પાઠ ૨૧ મો.

આખલો=ગોધો, સાંઢ.
તોફાની=મસ્તીખોર.
કાયર=હેરાન.
આંકી=નિશાની કરી.
ચરે=ઘાસ ખાય.
ચોમાસું=વરસાદની મોસમ.
ચોમાસું ચર્યો=ચોમાસાનું લીલું લીલું તાજું ઘાસ ખાઈ પહેલવાન થયો.
ફાટયો=અલમસ્ત થયો.
માતેલા=ખાઈપીને લઠ થયેલા.
ગર્વ=અભીમાન, અહંકાર.
નીચ=હલકા, નિર્બળ.
નબળા=બળ વગરના, કમજોર.
હાથ ચલાવવો=મારવા માટે હાથ ફેરવવો.
ઘટતો નથી=લાયક નથી.
પલકમાં=જરા વારમાં.
કચરી=છુંદી.
મુક્તિ=ખુબી, કળા.
તોબાતોબા=કાયર કાયર.
પોકરાવી=બુમો પડાવી.
કાલાવાલા=કરગરવું તે, આજીજી.
ફુલાઇ ગયો=મગરૂર થઇ ગયો. અભિમાનમાં વહી ગયો.
અહા=અરે.
જબરો=જોરાવર.
સપડાયો=પકડાયો, ફસાયો.
હલકા મનનો=નીચ સ્વભાવનો.
નમ્ર=નમનતાઇ, ગરીબ, દીન.
માઠાં ફળ=ખરાબ પરિણામ.

---

## પાઠ ૨૨ મો.

મિત્ર=ભાઇબંધ, દોસ્ત.
પુસ્તકાલય=લાયબ્રેરી, પુસ્તકો રાખવાનું ઠેકાણું.
વૃત્તાંત=હેવાલ, હકીકત, જીંદગીનો ઇતિહાસ.
બાળપણ=બચપણ, નાનપણ.
અભ્યાસ કરતા=ભણતા.
જાણવાજોગ=જાણવા લાયક.
ધાર=અણી.
કુહાડી=લાકડાં ચીરવાનું લોઢાનું લાકડાના હાથાવાળું હથીયાર.
આંગણામાં=ઘર આગળની છુટી જમીનમાં.
કરમાઇ=ચીમળાઇ સુકાઇ.
ધમકાવ્યા=ભય બતાવ્યો, ઠપકો આપ્યો

હિંમત=ધીરજ, સબુરી.
દીલગીરી=ખેદ, ચિંતા, શોક.
અત્યારે=આ વખતે.
હજારણો=બહુજ ( રંગની )
રૂપેરી=રૂપાની (રૂપાના જેવા સફેદ
કળીઓ=ખીલ્યા વિનાના ફુલ.
સોનેરી=સોનાની-(સોનાના જેવી પીળા, કેસરીઆ રંગની.)
પુત્રનાં=છોકરાનાં
લક્ષણ=ગુણ ટેવ.
પારણામાંથી=ઘોડીઆમાંથી.
ઊંચા ગુણો=ઉમદા, સારા ગુણો.
અધિકારી=અમલદાર.
પંકાયો-વખણાયો પ્રસિદ્ધ થયો.

---

## પાઠ ૨૩ મો.

સુલતાન-બાદશાહ.
ઇર્ષાખોર-અદેખા.
ઉમરાવો-અમીરો.
શિકાર-જંગલીજનાવરોને મરાવવાંતે.
ઝડપથી જલદીથી.
આરામ-વિશ્રાન્તિ, વિસામો.
ફકીર-મુસલમાન લોકનો સાધુ સાંઇ, મૌલા.
બંદગી-પ્રાર્થના, સ્તુતિ,
પાક-પાવન, પવિત્ર.
અલ્લાહનું-પ્રભુનું, પરમેશ્વરનું.
એહસાન-આભાર, ઉપકાર.
લાયક-યોગ્ય.
ખોરાક-ખાવાનું.
ડોલચું-ડોલ.
ભાવથી-હેતથી, હોંસથી.
શાંત-ઠંડો.
વિનંતી-અરજ.
જાગીર-ઇનામી જમીન કે ગામ
મોટા માણસ-ભારે દરજ્જાવાળા અમીર, ઉમરાવને શ્રીમંત, શેઠીઆઓ.
લાભ-ફાયદો.
નુકશાન-હાની.
સાન-ભાન, સમજ.
સાંઇબાવા-ફકીર બાપુ.
અંદેશો-શક, વહેમ, શંકા.
માનીતો-વહાલો.
ઝવેરખાનું-જ્યાં હીરા, માણેક મોતી વગેરે કિંમતી જવાહીર રાખવામાં આવે છે તે.
ઉપરી-અધિકારી, સરદાર.
અદેખાઇ-ઇર્ષા.
ઉલાજ-ઉપાય.
કાનભંભેરવા-ખોટું ખોટું સમજાવવા.
જુનાં-પહેલાંનાં.
આશ્ચર્ય-નવાઇ.
અસલસ્થિતિ-પહેલાંની હાલત.
હેતથી ભેટયો-પ્યારથી છાતી સાથે દાબ્યો.

પ્રધાન—વજીર, દિવાન.
દેશનિકાલ—દેશની હદ બાહાર.

## પાઠ ૨૪ મો.

ગુનાની—વાંકની, કસરની.
કબુલાત—કબુલ કરવું, માની જવું તે
આરસો—આયનો, કાચનો તખતો.
કુદીગયો—ભાગી ગયો.
કસુર—વાંક, ગુન્હો.
જાણેઅજાણે—જાણીજોઇને કે અજાણપણે. ગફલતીથી.
ગુનેગાર—અપરાધી, દોષિત.
નારાજ—નાખુશ.
સાચેસાચું—ખરેખરૂં.
ઉદાસ—દીલગીર, લાચાર, ગમગીન શોકવાન.
કજીઓ—કંઇપણ.
દોષ—વાંક.
સંતાડવા—છુપાવી રાખવા.
સજા—શિક્ષા.
સહન કરૂં—ખમું, સહુ.
સદ્દગુણી—સારા ગુણવાળાં.
નીવડે છે—નિપજે છે. થાય છે.

## પાઠ ૨૫ મો.

પ્રદર્શન—નમુનાદાર ચીજો દેખાડવા માટે એક ઠેકાણે ભેગી કરી રાખવી તે.
હોંસેહોંસે—પ્રીતપ્રીત, ખુશીથી.
બાળાઓ—કન્યાઓ, છોડીઓ.
સારેરાગે—મધુર સ્વરે.
શીવણકામ—શીવવાનું કામ.
રંગબેરંગી—જુદાજુદા રંગ.
ગલપટા—ગળે બાંધવાના પટા.
શોભામાં—સુંદરતામાં
સાદડીઓ—ચટાઇઓ.
ચિત્રકામ—ડ્રોઇગનું કામ.
તાલ્લીન—એક, ચિત્ત.
કેળવાય છે—કસાય છે, અનુભવી થાય છે.
સંખ્યા—નંબર.
મહેતીજી—કન્યામાં મોટાં સ્ત્રી શિક્ષક.
ગુણી—ગુણવાન.
શિક્ષકો—આસીસ્ટંટો.
વર્તે છે—ચાલે છે.
સલાહસંપ—હળી મળીને ચાલવું તે.
માતુ શિક્ષણ—મા તરફની કેળવણી મા ભણાવે તે.
લાભ—ફાયદા, ગુણ.
વિલાયતમાં—સાહેબ લોકોના દેશમાં.

## પાઠ ૨૬ મો.

સંઘરો કરવા—એકઠું કરવા.
મહેતાજી—હેડમાસ્તર.
કુદરતનું—પોતાની મેળે ઉપજેલા જમીન, દરિયો, નદીઓ, પર્વતો ઝાડપાંન, સુરજ, ચંદ્ર તારા.

વગેરેનું.
અવલોકન=બારીક તપાસ, ધ્યાન દઇને જોવું તે.
રાજધાની=રાજગાદી રાજાને રહેવાનું મથક.
ઇમારતો=ઉંચી બાંધણીનાં, મોટા મકાનો હવેલીઓ, બંગલાઓ.
કિલ્લો=ગઢ
રચના=બનાવટ ગોઠવણ.
બાંધણી=બાંધ કામ.
ખાણો-અનાજ ભરી રાખવા માટે જમીનમાં ખોદી રાખેલા ઉંડા ખાડા.
અસલના-પહેલાંના.
જાર-જુવાર.
દેશમાં-મુલકમાં.
ખાનગી-પોતાની. [રેતી
જુકરો-એક જાતના પોચા પત્થરની
ખડ-ઘાસ.
ગંજી-ઢગલો.
સવાલ-પ્રશ્ન.
અગત્યની-જરૂરની,
આગગાડી-જમીનપર ચાલતી રેલવે
આગબોટ-પાણીમાં ચાલતાં વહાણ.
સાધન-સાહિત્ય.
પુષ્કળ-ઘણુંજ.
દાણા-અનાજ.
નાણું-દ્રવ્ય.
સંગ્રહ-સંઘરો.

સુકાળના-સારા વખતના.
અવારનવાર-ફરતાફરતી.
દરમાં-પોપડામાં.
કણ-કણીઓ.
જંતુ-જીવડાં.
વસે-રહે.
સદા-હમેશ.
સર્વ-બધાં.
સંઘાત-સાથ.

જુઓ જીવડાંની જાતમાં કીડીઓ પણ અનાજનો સંઘરો કરે છે. અને હમેશાં બધી હળી મળીને સાથેજ રહે છે.

---

### પાઠ ૨૭ મો.

પરબ-રસ્તાઓ પર જતાં આવતાં મુસાફરોને માટે પાણી પાવા નક્કી કરેલી જગા.
ચળકાટ-પ્રકાશ, ઉજાસ, તેજ.
વારાફરતી-એક પછી એક.
કઠિઆરા-લકડફોડા, લાકડાં કાપીને વેચી ખાનારા.
ડુંગરામાં-પહાડોમાં.
વિસામો-વિશ્રાંતી, આરામ.
ધર્માદાના-પુણ્યનાં.
ઉપજનો-આવકનો, પેદાશનો,
ખરાદીલથી-શાફ મનથી.
આશીર્વાદ-આશીશ, દુવા.
ટાળવામાં-નાસ કરવામા,

મનોહર—મનને ખુશી કરી નાંખે તેવી.
શીતળ—ઠંડી.

---

## પાઠ ૨૮ મો.

તરંગ—ખોટા ખોટા વિચાર.
ગુરૂ—વીદ્યા ભણાવનાર માસ્તર.
કામે વળગ્યો નહીં—ધંધે લાગ્યો નહિં.
રોજ—હમેશાં.
તર્ક—વિચાર.
ઉઠાવે—કરે, ઓઢવે.
છતાં—પીકર.
ઠરાવી—નક્કી કરી, કબુલાવી.
મરઘી—કુકડી, મરઘડી.
પુત્ર—છોકરો, દીકરો.
હુલાવી—હલાવી.
ઠપકો—ધમકી, ભયભરેલી શીખામણ
ઘાડવો-ઘી ભરવાનું માટીનું વાસણ
ઘર ભાગ્યું—ઘરબાર અને બૈરાં છોકરાંની આશા જતી રહી.
નકામો—ફોગટ.
ગાળી—ગુમાવી.
માફક—મુજબ.
સભા—કચેરી.
આબરૂ—કીર્તી,
ધન—પૈસો, દોલત.
ચેતવ્યો—ખબર આપી સમજાવ્યો.

---

## પાઠ ૨૯ મો.

નારાજ—નાખુશ.
ફરીથી કરો—બીજી વખતે કરો.
સપાટાથી—જોસથી ઝપાટાથી.
દોષ—વાંક, કસુર
મદદ—સહાય.
ગોથું—ચક્કર.
ગુસ્સે થઇ—ક્રોધે ભરાઇ,
કાયર—હેરાન.
પ્રયાસ—પ્રયત્ન, મહેનત.
ફાવ્યો—પાર પામ્યો.
આસમાન— આભ, આકાશ.

---

## પાઠ ૩૦ મો.

વડોદરારાજ—ગાયકવાડ સરકાર શ્રી શીયાજીરાવનો મુલક.
વંશપરંપરા—છોકરાનાં છોકરાં ખાય ત્યાં સુધી.
ભોગવટા—કબજા હકક.
સાંતીની—હળની.
ઉંચા પ્રકારની જમીન—જેમાં સારામાં સારો પાક થાય તેવી, બાગાયત જમીન.
નાનપણથી—બચપણથી.
ઉછરેલો મોટો થયેલો.
સાથી—ખેતીના કામ માટેના મદદગાર માણસો.
બે પ્રકારનું—બે જાતનું.

સાથીઓનાં ઘર ભરાયાં=સાથીઓ પૈસાદાર થયા.
સારી પુંજી=સારો પૈસો દોલત.
મનજતા હો=મરજી રાખતા હો.
માત્ર=ફક્ત.
સક્તી=બળ.
જાઓ=('જાઓ' કહેવાથી હાળી આઓ ખેતરમાં જઈ ધણીના દેખરેખ વિના મરજી પ્રમાણે કામ કરે.
ચાલો=('ચાલો' કહેવાથી હાળિઆઓ સાથે સાથેજ આવે અને ધણીને પોતાની સાથે કામ કરતો જોઈ તેમને સખ્ત કામ કરવું પડે.)
ડહેલી=મોટા દરવાજાવાળું ઘર.
ભરોસા=વિશ્વાસ.
સમાન=સરખું.
મેઘ=વરસાદ.
બળ=જોર.
જળ=પાણી.

**आप समान बळ नहि**=આપણું કામ આપણે જેટલા બળને ઉત્સાહથી કરીએ તેટલું બીજાઓથી બની શકતું નથી.

**मेघ समान जळ नहि**=વરસાદ સરખું પાણી નહિ (નદીઓ સરોવરો અને કુવાઓનું પાણી ગમે તેટલું લઈએ તો પણ વરસાદના પાણીથી જેમજરા પાકની બરાબરી કરી શકે નહિ.)

---

## પાઠ ૩: મો.

બેનપણી=સહીપણી, સખી, સાહેલી.
પિડાય છે=દુઃખી થાય છે.
મંદવાડ=બિમારી.
ગંદકી=ગંદવાડ.
મુળ નંખાય=શરૂઆત થાય.
નારોગી=સાજું, આરોગ્ય, તંદુરસ્ત, સુખી.
ઠામ ઠામ=ઠેકાણે ઠેકાણે.
જંતુઓ=ઝીણા જીવડા.
પાકે છે=પેદા થાય છે.
શ્વાસ=દમ, શરીરમાં લેવાતી હવા.
ઝેરી=ઝેરવાળી.
ખુલ્લાં=ઉઘાડાં.
બિનાશ=ભેજ.
બિછાનાં=પાથરણાં.
મચ્છર=ડાંસ.
ભોંયમાં મરે છે=જમીનમાં મળે છે.
લકવો=એક જાતનો રોગ છે કે જેનાથી શરીરનો કોઈ ભાગ જુદો પડી જાય છે.
ઝીણોતાવ=ટાડનો તાવ. (આ તાવથી શરીરની શક્તિ ઘણી ઓછી થઈ જાય છે.)
મોરીઓ=મોટી ખાળ, ગટર, નીક.
જાજરૂ=સંડાસ, ટટ્ટી, પાયખાનું.

ઝાડી ઝુડી=વાળી ઝાપટી.
દુર્ગંધી=બદબા, નઠારી વાસ.
ચકલી=પિત્તળ કે લોઢાની પેચવાળી વાંકી નળી.

---

## પાઠ ૩૪ મો.

રાણી=રાજાની વહુ.
પુત્રો=છોકરાઓ, દીકરાઓ.
ઉંચા ગુણવાળા=સદગુણી.
પ્રાણથી=જીવથી.
વૃદ્ધ=ઘરડા.
પાટવી=મોટા, ટીલાટ, યુવરાજ.
સમાચાર=સંદેશો, ખબર.
ફેલાતાં=પ્રસરાતાં.
મોસાળ=માને પિયર, મામાને ઘેર.
દાસી=રણવાસમાં રાણીઓ પાસે કામ કાજ કરનારી સ્ત્રીઓ બાંદી
અદેખાઇ=ઇર્ષા.
ઉથાપશે=ફેરવશે.
ઓળખતાં=( આ ઠેકાણે એવો અર્થ થાય છે કે કૌશલ્યાની કુટિલતા એટલે તેની સ્વાર્થ વૃત્તિ ઓળખતાં નથી ?" )
ફળ=પરિણામ.
સંદેહ=શક, વહેમ.
સલાહ=મત અભિપ્રાય.
વરદાન=આપેલા વચન.
વનવાસ=જંગલમાં જઇ રહેવું તે.
હઠ=મમત, જક.

અણસમજુ=સમજણ વગરની મુર્ખ
શોક=દીલગીરી.
વનમાં=જંગલમાં.
દેહ મુકયો=મરણ પામ્યા.
પ્રજાએ=રૈયતે.
ધિક્કાર=ફિટકાર, તિરસ્કાર,
ભોગવી=વેઠી.
તપ=વનમાં ફળ મુળ ખાઇને ઝુંપડીમાં રહી પ્રભુ ભક્તિ કરવી. તે
ઠરાવ કર્યો=નક્કી કર્યું.

---

## પાઠ ૩૫ મો.

નટ=ગોંડીઆ, બજાણીઆ અંગકસરત કરનારા ખેલાડીઓ.
અંગકસરત=શરીરના ખેલ કુરતી કરવી, દોડવું, શરીર વાળવું વિગેરે.
ખુબીથી=ચાલાકીથી, યુક્તિથી.
ઉઘાડી તરવાર=મ્યાનમાંથી બહાર કાઢેલી તરવાર.
ચક્કર અક્કર=ગોળ ગોળ.
ઝબકારા=ચમકારા.
અંગકસરત=શરીરની કેળવણી.
દરકાર=પરવા, ગરજ.
સ્થિર=હાલ્યા ચાલ્યા વગર ટટાર.
સફાઇથી=ખુબીથી, ચાલાકીથી.
ચમત્કારવાળા=અજાયબી પમાડેતેવા
નજરબંધી=જાદુથી જોનારની આંખને ભુલાવામાં નાખે છે તે.
ખુબીદાર=વખાણવા લાયક.

કુળવે છે=કસે છે, મજબુત કરે છે.
ખેલે=રમતો.

### પાઠ ૩૭ મો.

ઉપજાવે છે=પેદા કરે છે.
મડમ=સાહેબલોકની સ્ત્રી,
જંગલમાં=વનમાં.
પાદરી=ખ્રિસ્તી ધર્મના ઉપદેશક.
બોધ=ઉપદેશ શિખામણ.
વસાવ્યું=ઉપજાવ્યું.
વસ્તીથી=માણસોના રહેઠાણથી.
ઇમારતી લાકડાં=મોટાં મકાનો બાંધવાના કામનાં લાકડાં.
અભણ=ઠોઠ મુર્ખ, ભણ્યા વગરના
દેવળ=દેહરૂં, મંદીર.
કુશળ=ચાલાક, હોંશીઆર.
કાટખુણો=બાંધકામના ઉપયોગનુંકાટ ખુણાનાં આકાર બનાવવા માટે લાકડાનું ઓજાર.
ઓજારોની=હથિયારોની.
અચરજ=નવાઇ, અચંબો.
પોકારવાં=બુમ પાડવા.

## ત્રીજી ચોપડી ભાગ ૨ જો.

### પાઠ ૩૮ મો.

મુસાફરી=સફર.
ભાટ=ચારણની એક જાત છે.
અગાઉના=પહેલાંના.
બહાદુરી=પરાક્રમ, શુરત્વ.
ઓળંગી=વટાવી, એક કાંઠેથી બીજે કાંઠે ગયા.
વહેણ=પાણીનું વહેવું તે.
ખંડેર=પડી ગયેલી જગા, ભાંગેલી ઇમારત.
ટોચ=શિખર, મથાળું.
સપાટ મેદાન=સરખી જમીન.
મુશ્કેલ=અઘરૂં મુસીબત.
ચઢાવ=ઢાળ.
બુરજ=મિનારા કિલ્લાના ઉંચાને ગોળ ચણી લીધેલા ભાગ.
પેલીમેર=પેલી બાજુ.
તળેટી=ડુંગરના મુળઆગળની જગા
ખીણ=નેળ, બે ડુંગરોની વચ્ચે આવેલો જમીનનો સાંકડો ભાગ.
પગથી=પગરસ્તો.
રમણીય=સુંદર, શોભીતો.
સપાટાબંધ=બહુ જલદીથી.
નકશો=નમુનો, ઘાટ જેવું ચીત્રામણ
આકૃતિ=આકાર, ઘાટ, ડોળ.

### પાઠ ૩૯ મો.

મેદાન=ખાડા ટેકરાવગરની સપાટ જમીન. (હોય તે.
ટેકરો=જમીન વધીને ઉંચી થઇ.
ડુંગરી=ઊંચા ટેકરા.
ડુંગર=મોટી ડુંગરી. (ડુંગરા.
પર્વત=ઊંચાને ઘણે સુધી વધેલા.
તળેટી=ડુંગરના મુળ આગળનીજગા
ખીણ=નજીકમાં આવેલા બે ડુંગર વચ્ચેની નીચી જમીન.
બોડ=ઝાડપાન વગરના.

ભેખડે=મોટા ટેકરા.
બલડ પ્રદેશને=બે ચાસ, તણાઇને.
દેવસ્થાનો=દેવ મંદિરો.
મેદાન=જે જમીનમાં ઉંચા ટેકરા કે ડુંગરા હોતા નથી તે.
પડ=પટ, પોપડો
પીગળેલો=ઓગળેલો.
ઝરણું=ઝરણાં, પાણીનાં વહેણ.
ઉપસી આવે છે=ફુલી આવે છે.
ઉપસેલો=ફુલેલો.
ભીંજાય છે=પલળે છે, ભીનો થાય છે
ઉપયોગી=કામના, ખપના.
દેવકી ઉનાઇ=(સુરત એજન્સીમાં વાંસદાની પાસે ઉનાપાણીનો કુંડ છે.)
લસુંદ્રા=(ખેડા જીલ્લામાં કપડવણજની પાસે ઉનાપાણીનો કુંડ છે.)

---

## પાઠ ૪૦ મો.

ફરફર=વરસાદનાં ઝીણાં ફોરાં.
મેળાપ=મુલાકાત.
અથડાઓછો=ટીચાઓ છો, ભટકાઓ છો.
નકામા=બીન ઉપયોગના.
જન્મ=અવતાર.
પચીજાય છે=ઉતરી જાય છે, સમાઇ જાય છે.
વહેલ=નાની નાની નદીઓ.
પ્રવાહ=પાણીનું મોટું વહેણ.
નિચાણ તરફ=નીચેના ભાગમાં.
ધોધ=ઉંચેથી મોટા જથામાં પડતું પાણી.
ખડકો=પાણીમાંના ટેકરા.
ભુકે ભુકા–ચુરેચુરા.
કોતરી–કોરી.
ઠાલવીએ–મુકીએ, નાંખીએ.
બેટ–જમીનના ચારે બાજુએ પાણી ફરી વળેલું હોય તે.
નદીવાટે–નદીને રસ્તે.
સરોવર–પાણીનામોટાને ઉંડાખાડા.

---

## પાઠ ૪૧ મો.

દરીઓ=સમુદ્ર, સિંધુ, સાગર.
મહાસાગર–મોટા દરીઓ.
ખલાસી વહાણ ચલાવનાર ખારવો કપતાન.
દૂરદેશ–આઘેના મુલકમાં.
બહોળા–મોટા વિસ્તારવાળો.
જથ્થો–ઢગલો, ભાગ, ગંજ.
તળીએ–નીચેના ભાગમાં.
ભરતીઓટ–સમુદ્રના પાણીનું ચઢવું ને ઉતરવું.
મોજાં–તરંગ, પાણીની છોળો,
ખડક–ટેકરા.
પછાડે–ટીચાવે, ભટકાવે.
છાયા–ઓળો. પ્રતિબિંબ.
અથડાય છે–ભટકાય છે. પછડાય છે.
છીપો–છીપોલીઓ, પાણીમાં રહેતાં જીવડાંઓનાં ઘર.

બોટ-વહાણ. આગબોટ.
શંખ-શંખલાઓનું ઘર.

---

## પાઠ ૪૨ મો.

હજીરે-મીનારે, સુરત જીલ્લામાં તાપી નદીના કાંઠાપર 'હજીરા' નામનું હવાખાવાનું સ્થળ છે.
મછવો-નાની હોડી.
દ્વીપકલ્પ-જેની ત્રણ બાજુએ પાણી અને એક બાજુ કોરી જમીન હોય છે તે.
માહીતી-ખબર, સમજ, વાકેફગારી પુરતી જોઇએ તેટલી.
મગીઆ-મગના દાણા જેવડી.
ભૂગોળવિદ્યા-પૃથ્વીના ગોળ ઉપરની વિદ્યા.
ભૂશિર-જમીનની અણી લાંબી થઇને રામુદ્રમાં ગયેલી હોય તે.
ઘુસે છે-પેસી જાય છે.
અખાત-સમુદ્રનો ફાટો લાંબો થઇને જમીનમા ઘુસી ગયો હોય તે.
ઉપસાગર-પહોળા મોનો અખાત.
કાંપ-કચરો પાણી ઠરતાં નીચે બાઝેલો કાદવ.
ક્રિયા-કાર્ય કરવાનું કામ.
સામુદ્રધુની-પાણીના બે મોટા ભાગને સાંધનારો પાણીનો નાનો ભાગ

---

## પાઠ ૪૩ મો.

કારીગરો-સુતાર, લવાર, સલાટ, સોની, દરજી, કુંભાર વિગેરે હુન્નરી લોકો.
વસવાયાં-સુતાર, લુહાર, કુંભાર, માળી વગેરે ગામના લોકોનું કામ કરનાર.
આરામ-વિશ્રાન્તિ વિસામો.
આરા-પૈડાની વચમાંના ઉભા લાકડાના કકડા.
વાંસલો-લાકડાંના ઘાટ ઘડવાનું સુથારનું લોઢાનું ઓજાર.
છોડું-છોતરૂં છાલ.
ટકાઉ વધારે ટકી શકે તેવું, મજબુત
ધમણ-લુહારને ત્યાં વા ફુંકવાની ચામડાની કોથળી હોય છે તે.
તણખા-સળગતી ચીણગારીઓ.
ચોપાસ-ચારે બાજુ.
રાતાચોળ-ઘણા ઉના લાલ લાલ, ધગધગતા.
સજ્જડ-મજબુત, સખત.
લોદા-લચકા.
કોસમાં-ગાડામાં
પૂળકા-ફીરકા, કોકડા ઉપરથી જેના ઉપર સુતર લેવાય છે તે.
વાટ-લોઢાનો ગોળપાટો.
તાણીવાણી-વણવાની સાળ ઉપર

જે ઉભાને આડા દોરા રાખવામાં આવે છે તે.
ખાદી—ગજીઉ, જાડું લુગડું.

---

## પાઠ ૪૪ મો,

છુટ્ટીના—રજાના
ખેલતા—રમતા.
ગિલ્લીદંડા—મોઇ દંડો.
માળ—મેડા.
કિલ્લા—ગઢ.
રોજા—કબર ઉપર બાંધેલાં મકાન.
કોતર કામ—ચીત્રકામ નકસીકામ.
મસીદ—મુસલમાન લોકોને નિમાજ પઢવાનું મકાન.
ટપાલ ઓફિસ—પોષ્ટ ઓફિસ.
વરાળયંત્ર—વરાળથી ચાલતા સંચા.
કારખાનાં—કારીગરીનાં કામ કરવાની જગાઓ.
કારીગર—કારીગરીનું કામ કરનાર માણસ.
તાલુકો—પરગણું, કસ્બો, ઘણાં ગામડાંનો જથો.
કચેરી—સભા, ઓફિસ. કોર્ટ.
તગાવી—ખેડુતને ખેતી કરવા માટે સરકાર તરફથી વ્યાજે આપેલી રકમ.
મેહેસુલ—જમીન ખેડવા બદલ સરકારને જે રૂ. ભરવા પડે તે વીઘોટી.
વસુલ થયા—આવ્યા, જમા થયા.
હદ—માપ, સીમાડો, સીમા, મર્યાદા
નિશાન—એંધાણ.
ફેરણી કારકુન—સરકલ ઇન્સ્પેકટર.
દુરસ્ત—ભાંગી ગયેલું સુધારવું તે.
ઓવર સીયર—સરકારી મકાનો. બંગલાઓ ઓફિસો, અને ધર્મશાળાઓ વિગેરેનું બાંધકામ ચલાવનાર.
તજવીજ—તપાસ, ખાત્રી.
ફોજદાર—પોલિસ સબ ઇન્સ્પેકટર.
મામલતદાર—તાલુકાનો જમાબંધી તથા જમીન મહેસુલ કરી જીલ્લાના કલેકટરને મોકલનાર, તાલુકાના ઉપરી અમલદાર.
મુકરદમો—ચુકાદો, ફેંસલો.
હેરાન—કાયર.
અવલકારકુન—મોટા કારકુન.
સખ્તી—બળાત્કાર, જોર જુલમ.
કમરે—કેડ ઉપર.
લપેટી બાંધી.
નાયક—મોટો પટાવાળો.
તિજોરર—ટ્રેઝરર, તિજોરીનો ઉપરી.
રસીદ—પૈસા મળ્યા બદલની પહોંચ.
કારકુન—લખવાનું કામ કરનાર.
નાયક—સિપાઇનો ઉપરી.
છોબંધ—ચુનાવાળું.
દવાખાનું—ઇસ્પીતાલ.
શીતળ—શીળી, સૈયડ.

ચેપ=રસી.
સાક્ષી=જુબાની.
વેકસીનેટર=બળીયા ટાંકનાર.

---

### પાઠ ૪૬ મો.

વિભાગ=નાનો ભાગ. પ્રાંત.
જીલ્લો=પાંચ સાત કે તેથી વધારે ઓછા તાલુકા મેળવીને નીમેલો જથો.
કલેક્ટર=જીલ્લામાં લગતાં સરકારી કામકાજ કરનાર અમલદાર.
ઇન્સ્પેક્ટર=ઉપરી.
મુનસફ=સબોર્ડિનેટ જડજ, સબ-જડજ.
કમિશ્નર=પ્રાંતનાં સરકારી કામકાજનો વહીવટ કરનાર અમલદાર.
દેખરેખ=તપાસ, નજર.
ઠરાવ=ચુકાદો, ફેંસલો કબુલાત.
અરજી=ફરીઆદ.
માફ કરવા=છોડી દેવા, ક્ષમા કરવા.
મુલતવી રાખવા=થોડો વખત બંધ રાખવા.
અગત્યનાં=જરૂરનાં.
ઓછો વત્તો=વધારે ઓછો.
કેળવણી ખાતાનાં=નિશાળ સંબંધી કામકાજના.
સુખાકારી=આરોગ્યતા.
વડા=મોટા.
મુખ્ય=મોટા.
બાંધકામ ખાતું=મકાનો વિગેરે બાંધવાનાં કામકાજ.
જાળવવાના=સાચવવાના.
ઇજનેર=બાંધકામ ખાતાનાવડા અમલદાર.
તાલુકા બૉર્ડ=લોકલબૉર્ડ. નિશાળ ઉઘાડવી કે બંધ કરવી વિગેરે કામ કરનારી સભા.
સંમતિ=સલાહ, મત, મંજુરી.
લેણદેણ=લેવું દેવું.
મુન્સફ=લેણ દેણ સંબંધીના દાવા ચુકાવનાર ન્યાયાધીશ.
જડજ=બધા મુન્સફોના ઉપરી તે જીલ્લામાં રહે છે.
વહીવટ=કારભાર.
દાક્તર=દવા કરનાર.

---

### પાઠ ૪૭ મો.

અધિકારી=અમલદાર.
પરીક્ષા લેવા=તપાસણી કરવા.
બીના=હકીકત.
રેલ=પુર.
તીડ=અનાજના છોડને નુકશાન કરનાર ઝીણાં મોટાં જીવડાં.
પાક=અનાજનો મોલ, ઉપજ.
મહેરબાની=કૃપા, રહેમીઅત.
પરવાનગી=રજા, છુટ.
દયાળુ=દયાવાળા.
હરકતો=અડચણો, પીડાઓ.

દૂર થવા=નાશ પામવા.
આશા=ઇચ્છા, ઉમેદ.
બલામણ=સીફારસ.
હાલ=હમણાં.
કન્યાશાળા=છોડીઓની નિશાળ.
શોધવા=તપાસ કરવા ખોળવા.
છાની=ગુપ્ત, છુપી.
ખબરો=સમાચારો
નલાયક=લાયક નહિં તે.
નિરાશ=આશાભંગ, નાઉમેદ.
મિત્ર=દોસ્ત ભાઇબંધ.
કોરટમાં=કચેરીમાં.
ખુનનો=મારામારીનો, મરી ગયેલા મડદાનો.
મુકરદમો=કેશ.
નામ્યા=ગોઠવ્યા છે, નક્કી કર્યા છે,

## ત્રીજી ચોપડી ભાગ ૩ જો.

### પાઠ ૪૮ મો.

શિક્ષકે=માસ્તરે.
રસ્તા=માર્ગ.
ચીરાય=ફાટે.
વહે છે=વહી જાય છે.
નદીનું મૂળ=જે જગાએથી નદી નીકળે છે તે જગા.
નદીનું મુખ=જે જગાએ નદી સમુદ્રને મળે છે તે.
ડહોળું=કાદવવાળું.
ચિરકા=ભેજ કહેથી ભરપુર.
ચગું=પાણી ઠરી નીચે મેલ, કાંપ, કચરો વીગેરે જામે છે તે.
કિનારાની=કાંઠાની.
નદી વાટે=નદી મારફતે.
તણાઇ=ખેંચાઇ, ઘસડાઇ.
ઝરણું=ઝરા, સેર.
સખત=કઠણ, મજબુત.
બરફ=ઠરી ગયેલું પાણી.
ફરા=બરફના ઝીણા કકડા.
થીજીને=ઠરી જઇને.
બાફ=વરાળ.
કરચો=કણીઓ.
છવાઇ=ઢંકાઇ.
હિમ=ઝાકળ.
કિરણ=સૂર્યનો પ્રકાશ.
ઝાકળ=પાણીના વરાળનાં ઝીણાં ઝીણાં ટીપાં, ફોરાં.

### પાઠ ૪૯ મો.

હરકોઇ=કોઇપણ.
કશાની=કોઇની.
અંગારા=સારા.
ચેતાવવ=સળગાવવા.
ભુંગળી=વાંસની ભુંગળી.
ગતિમાં=વેગમાં, ચાલતો.
ઠાલવી=નાંખી.
બાજુના=પડખાના.
ગુંગળાઇ=અકળાઇ, અમુઝાઇ.
જોત=પ્રકાશ, ભડકો.
વરાળયંત્રો=વરાળના બળથી ચાલનારા સંચા, રેલવે, આગબોટો વિગેરે.

ઠરે છે=ભમે છે, બાઝે છે.
ચકમક=એક જાતનો પત્થર છે તેને સામ સામે ઘસવાથી દેવતા ઝરેછે.
દેવ=લાહ્ય, અગ્નિ.

---

## પાઠ ૫૦ મો.

ફંટાળતો=કાયર થતો.
પુષ્કળ=બહુ.
ભાવતું=ગમતું.
બેસ્વાદ=ફીકી, સ્વાદ વગરની.
રંક=ગરીબ.
નિરોગી=સાજું, આરોગ્ય.
ઘુંટણ=ઢીંચણ.
સમાન=સરખા.
સાંભરી લઇને=ગોકડી કરીને.
મોટા જુઆળે=મોટી ભરતી વેળાએ.
મુસ્કેલ=અઘરૂં.
સિંધવ=ખાણમાંથી નિકળતું મીઠું.
જથાબંધ=ઢગલાબંધ.
પરદેશ=બીજો દેશ.

---

## પાઠ ૫૧ મો.

વિસ્મય=અજાયબ, આશ્ચર્ય.
કારખાનું=ઘણાં માણસો કામ કરી હુનરીચીજ બનાવતાં હોય તે જગા.
મતલબ=હેતુ.
ખાસ તેટલા માટેજ.
બરડ=જલદી ભાગી જાય તેવું.
ચુરેચુરા=ભુકેભુકા.
ઓગળેલો=પીગળેલો, રસ થયેલો.
હેઠળ નીચે.
રતાશ=રાતો.
ઘાટ=આકાર ડોળ.
પીગળેલા=ઓગળેલા.
મૂળરંગ=પહેલાંનો પોતાનો રંગ.
આંચ=ઝાળ, તાપ, ગરમી.
આસમાની=આકાશના જેવો વાદળી
ગજરા=ફુલના તોરા.
ઝાળ=આંચ ગરમી.
ધરી રાખ્યું=ઝાલી રાખ્યું.

---

## પાઠ ૫૨ મો.

પહેલદાર=પાસાવાળી પાસાદાર જે જે વસ્તુઓને ભાગવાથી પહેલ વાળા કકડા પડે તે.
શોખ=છંદ, ટેવ, મજા.
અફાળી=અથડાવી, પછાડી.
લીસી=સુંવાળી.
ચળકતી=તેજમારતી, પ્રકાશતી.
હાર=ગળામાં પહેરવાના કંઠા.
કીમતી=ભારે કિંમતના.
ઝવેરાત=હીરા માણેક વગેરે રત્નો.
ઝુમર=કાચનું કે ધાતુનું ઝાડ કે જે દીવા પાછળ શોભાને માટે કરેલું હોય છે.
લોલક=કાચના લટકતા પાસા.
સરખાઘાટના=મળતા આકારના.
જાણવા લાયક=જાણવા જેવી.

### પાઠ ૫૩ મો.

કોદાળી=માટી ખોદવાનું લોઢાનું હથીઆર.
સમી કરાવવા=દુરસ્ત કરાવવા.
પાનું=ધારવાળો ભાગ.
અંગારામાં=હારામાં, દેવતામાં.
ધમણધમવા=ધમણ ચલાવવા.
ખાતરી=તપાસ.
સહેજ=જરા.
ચપટો=પાતળો.
અચંબો=નવાઇ.
ધડતર=ઘડવાનું લોઢું કે જેનાં કોદાળી, પાવડા, તાળાં, સાંકળો વિગેરે બને છે તે.
ભરતર=ઢાળવાનું લોઢું કે જેનાં પાટલીઓના પાયા. રવેસના કેઠેરા, દિવાલની ભીટીઓ વિગેરે બને છે તે. [કઠેરો.
રવેશ=ઘરનો માળાનો ઝુલતો ભાગ,
દિવાલ=ભીત.
ખીંટીઓ=ખીલીઓ.
પોલાદ–ખરૂં લોઢું જેની ઘડિયાળની કમાન ચપ્પુ ર કાનસ, સુથારનાં હથિયારો વિગેરે બનાવે છે તે.
સ્કુ=પેચ.
કાનસ–લોઢું ઘસવાની જતરડી.
નક્કર=કઠણ.
કાચી ધાતુ ખાણમાંથી માટી કાંકરા સાથે નીકળેલી ધાતુ કે જેના ઉપર કાંઇપણ કારીગરી ન લગાડી હોય તે.
ભેળ–ભેગ.
પાધરૂં–સીધું.

---

### પાઠ ૫૪ મો.

બાગ–બગીચામાં.
અંગ–ભાગ.
ઇંદ્રિયો–શરીરના ભાગ, અવયવો, મૂળ, થડ, પાંદડા ફુલ વિગેરે.
ટટાર–સીધું.
અગત્યનું–જરૂરનું.
છીદ્રો–કાણાં.
શોષી લે છે–ચૂસી લે છે.
ખ્યાલ–અટકળ, ધારણા.
પચાવવા–હજમ કરવા.
બારીક–ઝીણાં.
ઉત્પન્ન કરવા–પેદા કરવા.

---

### પાઠ ૫૫ મો.

ઝાડનું દૂધ–ઝાડનો રસ.
ઘટ–જાડું.
છેદ–કાપા, ચીરા.
ઘટ રસ–જાડો રસ
ઝરમે છે–ઝરે છે ટપકે છે.
ઢીંગલીઓ–પુતળીઓ.
આરપાર–આજુબાજુ સોંસરૂં.
ઘડીઆં–નાનાં પવાલાં.
ટોચ–મથાળાનો ભાગ. [રસ.
તાડી–નીરો, તાડનો કે ખજુરીનો.

સાબુ ચોખા=સાઠી ચોખા.
માંહેલો=અંદરનો.
રેસા=તાર, કુચા.
નિતારી=તારવી કાઢી.

---

## પાઠ ૫૬ મો.

પુષ્ટિકારક=કૌવત આપનાર.
શુમારે=આશરે, લગભગ.
ડુંડી=ડુંખી, કણસલું.
સુખળાં=ડુંડીની આસપાસ સોય જેવાં તરણાં હોય છે તે.
આંચ=જરા ખાડો.
દાઉદખાની=ધોળા—તે ઉત્તર હિંદુસ્થાનમાંથી આવે છે.
હાંસોટી=ધોળા ને પોચા તે ભરૂચ અને સુરત જીલ્લામાં થાય છે.
વાજીઆ=રાતા ને પોચા તે કાઠિયાવાડમાં થાય છે.
પોટા=ટુંકાને ધોળા.
ડુમસો=ટુંકો.
ફાડ=ચીરા.
બરછટ=ખરબચડું.
ગુંદીને=મશળીને.
કણેક=ઘઉંના લોટનો બાંધેલો પીંડો.
હવાલે=વાળા ચારણીએ.
મેંદો=ખુબ ઝીણો લોટ.
આથો=ચઢીને ખાટું થયેલું ખીરૂં.
રવો=ઝીણો કણીદાર લોટ.
વાની=ચીજ.
સુખલાં=ડુંડી કે ડુંડીની બાજુએ સોયા જેવું હોય છે તે.
પોટીસ=ગુમડાં વીગેરે દરદ પકવવાને ઘઉં, અળસી વિગેરેના લોટની બાફેલી લુગદી બનાવવામાં આવે છે તે.

---

## પાઠ ૫૭ મો.

ચુંટીલાવો=તોડી લાવો.
દાંડી=વચલી મેસ.
ઘાટ=આકાર.
ટોચે=મથાળે, ઉપરના ભાગમાં.
કમળ=તળાવમાં થતું એક જાતનું ફુલ.
જથાબંધ=ઢગલાબંધ.
થોકડો=જથો.
ચીતરાએલાં=ફાટેલાં.
દાતા=અણીવાળી કોર, કરકરીઆ.
ગુલમોર=એક જાતનું ફુલ ઝાડ.
જોડાએલાં=સંધાયલાં, ચોંટેલાં.

---

## પાઠ ૫૮ મો.

જીવજંતુ=જીવડાં.
અવસ્થા=હાલત, સ્થિતિ.
પતંગીઆં=ફુદાં.
વર્ગનાં=જાતનાં.
સૂંઢ=નાકનો લાંબો નળી જેવો ભાગ.
જઠર=ખાધેલું અનાજ પચાવવાની કોથળી.
પારખું છું=ઓળખું છું જાણું છું

ખુબસુરત=સુંદર, મનોહર.
વૈતરી=મજુરી કરનારી.
માદા=પશુ, પક્ષીમાં જે સ્ત્રી જાતિ હોય છે તે.
કાયળ=એગ.
પુડા=રહેઠાણ.
કોશેટા=કોકડા.
પાક=નીપજ.
પોષણ=ગુજરાન.
અવતાર=એક રૂપ બદલી બીજા રૂપમાં આવવું તે.

---

## પાઠ ૫૯ મો.

આગોળ=પાદર.
ઘેળાયાં કરતો=વારંવાર થઇ આવતો.
ખાધું=ખાવાનું.
તીરની પેઠે=તીર જેવું જલદીથી ઉડે છે તેમ.
ડરતું=બીકું.
સપાટાબંધ=જલદીથી.
ધસારાબંધ=એકદમ
નહોરવડે=નખથી.
બદામીઓ=બદામી રંગ જેવો.
કરાંઠી=છોડની સુકાએલી સળીઓ.
ચોળ્યો=અટક્યો.
આધાદ=અટક્યો
સરીપડાય=ખસી જવાય, લપસી પડાય
બારીક નજરે=ઝીણી તપાસથી.

ગરદન=ડોક, ગળું.
અણીદાર=અણીવાળા.
ખાઉધરાં=ભુખારવાં, ખાતાં ધરાય નહિં તેવાં.
કોહેલું=સડેલું, વાસી.
કમકમાટ ઉપજે=ચીતળી ચઢે, કંટાળો આવે, સુગઆવે.

---

## પાઠ ૬૦ મો.

દોડાદોડ=નાસાનાશ, નાસભાગ.
ભપકાદાર=તેજદાર.
દેખાવડું=ખુબસુરત.
વલવલાટ=વલોપાત, જંપીને બેસવું નહિં તે.
બદન=અંગ, શરીર.
રાખોડીકિ=રાખના રંગ જેવું.
કાબરચીતડી=થોડી ધોળી ને વધારે કાળી.
ગુચ્છાવાળી=વાળના જથ્થાવાળી.
કુમળી=ઘણી નરમ, કુણી.
કુંપળો=ઝાડના ફણગા.
રાક્ષી=બંન્ને બાજુપર જે એક્કો અણીદાર દાંત હોય છે તે.
રૂવાંટી=શરીરપરના ઝીણા વાળ.
ચપળ=ચાલાક, ચકોર.
ઘાતકી=ખુની, હિંસક.
જોરાવર–બળવાન.
તીણા–ઝીણા તિક્ષ્ણ.
ઓચિંતી–એકદમ, અચાનક.

ચકોર—ચપળ, ચાલાક.
કૌવતવા ા—શક્તિવાળા, બળવાળા જોરાવર.
ફાળ—ફલંગ.
તેજ—જલદ, સારી.
ઉપરા ઉપરા—એક પછી એક.
કહ્યા—પૂળા.
ગુત્ર—અનાજ.
સમીસાંજ—સંધ્યાકાળે.

---

### પાઠ ૬૧ મો.

આજુબાજુ—આસપાસ.
સરત—હોડ.
હરાવ્યાં—હઠાવ્યાં, પાછાં પાડયાં.
રાક્ષી—ફાડી ખાવાના જબરા દાંત.
લટકતી—લબડતી, ટીંગળાતી.
લાળ—મોઢામાંથી ચીકણું થુંક પડે છે તે.
પંજોઘર—પંજો દેખાડ.
નહોર—નખ.
ગબડી—દોટ દઈ.
ભરોસાદાર—વિશ્વાસુ.
મમતવાળુ—હેતાળુ, માયાળુ.
તાબેદાર—હુકમ ઉઠાવનાર.
પત કરતી—ગણકારતી.
રેઠાણુ—વાસ રહેવાની જગા.
ભાવ—પ્રીતિ હેત.

---

### પાઠ ૬૨ મો.

ધર્મશાળા—મુસાફર લોકોને મફત ઉતરવાની જગા.
ખરછટ—ખરબચડા, કરકરા.
ટટાર—સીધા.
વરૂ—ગનાર.
ડાચામાં—જડબામાં.
ચહેરો—શીકલ, મોઢું.
વિકરાળ—ભયંકર, બિહામણું.
છાતીવાળું—હિંમતવાન.
હુમલો—હલ્લો.
ટુકડીઓ—મંડળીઓ.
ભુરાશ પડતી—માંજરી, ભુરી.
કીકિઆરી—બુમો રાડો.
ખંધુ—લુચ્ચુ.
ખંધાઈ—લુચ્ચાઈ.
તદન—સાવ, બીલકુલ.
અણીદાર—ધારવાળી.
વાઢ—શેરડીનું ખેતર.
નળા—ઢીંચણથી પાટલી સુધીનો પગનો ભાગ.
દરાખ—દ્રાક્ષ.
અણીદાર—ધારવાળું.

---

### પાઠ ૬૩ મો.

ઘુરકવા—ઘોંઘાટ કરવા.
ગમત ખાતર—ફક્ત રમવા માટેજ.
પજવો છો—હેરાન કરો છો, દુઃખ દો છો.

કીકી—આંખની અંદર ડોળાની વચ્ચેનું ગોળ કાળું ટપકું.
સહેલાઈથી—સરળતાથી, જલદીથી
મૂછ—હોઠની ઉપરના વાળ.
શોભા—સારૂં દેખાવું તે, રૂપ
જ્ઞાન—સમજણ.
ઘોર અંધારૂં—ઘણુંજ અંધારૂં.
અવાજ—શબ્દ.
ઘંટડી—ટોકરાં.
હિંમત—ધીરજ હામ.
નહોર—નખ.
મ્યાન—તરવાર રાખવાનું મેણીઉં.
સમતા—સમાધ રહેતા.
છોલીને છાલ કાઢીને.
ઉપયોગી પણ—ખપ કામ.
યાદ રાખજો—સંભારી રાખજો.
સતાવશો—કનડશો, પજવશો.
ઠાસળજ કાઢીશ—જડમૂળથી નાશ કરી નાખીશ.

---

## પાઠ ૬૪ મો.

અગ્નિ—દેવતા.
ગર્જના—વાઘ, સીંહનું બરાડવું તે.
ધ્રુજતા—થરથરતાં.
વિકરાળ—ભયંકર, બિહામણાં.
અજાયબ—નવાઇ, અચંબો.
વાળ—સિંહની ડોકપરના લાંબા પીળાશ પડતા અને સુંવાળા વાળ.
ઠેલણગાડી=ધક્કા ગાડી, નાનાં છોકરાંઓને જે ગાડીમાં બે સારી વરયોડામાં કે હવા ખાવાને ફેરવવા સારૂ લઇ જવામાં આવે છે પણ તે ધક્કા ગાડી.
ઘુઘવાટ=ભયંકર અવાજ.
ખોરાક=ખાવાનું.
ગોસ=માંસ.
બો=ભય ડર, બીક,
ચંચળ=ચાલાક, ચપળ, હોંશીયાર
આંતરે છે=રોકે છે.
ચાખેલ=સવાદીઓ.
હેરાન કરે છે=દુઃખી કરે છે.

---

## પાઠ ૬૫ મો.

પોચાં=નરમ.
ઉપરાંત=તેથી પણ વધારે.
ડીલમાંનું=શરીરમાંનું.
હાડપિંજર=હાડકાંનું પાંજરૂં.
દિવાલ=ભીંત.
ટાંગ્યું છે=લટકાવ્યું છે, ટંગાવ્યું છે.
બેડોળ=ખરાબ, ઘાટ વગરનાં
ભરાઉ=ભરેલું.
કદરૂપુ=બેડોળ રૂપ વગરનું.
કૌવત=તાકાત, શક્તિ, બળ, જોર.
અગત્યના=જરૂરના.
અવયવો=ભાગો ઇંદ્રિયો.
ખોપરી=માથા ઉપરનો ભાગ.
મગજ=ખોપરી અંદરનો નરમ.

ભાગ. ( આખા શરીરનો રાજા. )
ફેફસાં=શ્વાસ લેવાની નળી, કોથળીઓ.
થાપા=છાતીનો ભાગ.
સંરક્ષણ=સારી રીતે જાળવવું. સાચવવું તે.
માંશપેશી=માંસના લોચા.
સંકડાય છે=સંકોચાય છે.
ગોટલા બાઝે છે=માસ એક ઠેકાણે એકઠું થાય છે.

---

## પાઠ ૬૬ મો.

સુક્ષ્મદર્શક=ઝીણી વસ્તુને મોટી બતાવનાર.
કુદરતી=ઇશ્વરકૃત, મૂળથી બનેલું.
ઢાંકણ=કવર, ઢાંકણું.
રક્ષણ=સંભાળ, બચાવ.
ફોલ્લો=ઝલલો, ગુમડું, ચામડાનું ઉપસવું તે.
ગોડ=ગાઠ, કોડ નીકળી ચામડીનું ફુલી આવવું.
રૂઝાતો=રૂઝવળી જતો, મટી જતો
દરદ=રોગ.
નિશાની=એંધાણ,
ખુલ્લો=ઉઘાડો.
લઠ=મજબુત, સખત.
આળું=પાતળું, જરા પણ અડકવાથી દુખવાય તેવું.
બોકે=ધોચે.

ખાલ=ચામડી.
કાતરી=કાપી.
ખમાતું=સહેવાતું
પુષ્કળ=ઘણું.
કુમળી=કુણી. નરમ.
ગલેફ=ઉપલું પડ. અસ્તર.
અસંખ્યા=ઘણા અગણિત.
કાપા=ચીરા.
રેખા=લીટીઓ.
છિદ્રો=કાણા.

---

## પાઠ ૬૭ મો.

તળીઉં=નીચેના ભાગ.
ખાસું=મજેનું.
સુંવાળું=લીસું.
કમાવેલું=પકાવેલું, કેળવેલું.
ભેજવાળું=ભીનું, ભિનાશવાળું.
તરડે છે=ફાટે છે, તતડે છે, ચીરા પડે છે.
વાસ=ગંધ, બદબો.
ઠરાયું=રહેવાયું.
ચમાર વાડો=ચમાર લોકોને રહેવાની જગ્યા.
એકરસ કરી=મેળવી.
ટાંગી=લબડાવી, લટકાવી, ટંગાવી.
રાંપી=મોચીનું એક ઓજાર.
જીન=ઘોડાની પીઠ પર નાખવાની ગાદી.
ડુક્કર=ભુંડ, સુંવર.

મશ્કો=પખાલો, પાણી ભરવાની કોથળીઓ.

---

### પાઠ ૬૮ મો.

ઢોર ઢાંકર=ગાયો, ભેંસો, બકરાં, ઘેટાં, બળદ વિગેરે ઢોર.
ઓઢો=પડદો, ગુપ્ત.
ગરમમાવો=હુંફ, ગરમી.
વાંકડીઆ=વાંકા વાંકા.
ભરાઉ=ભરેલા.
કામળા=ધાબળા.
ટકાઉ=વધારે ટકી શકે તેવું
ટુઆ=કંસારી જેવાં ઝીણાં જીવડાં.
વાસ્કુક=બાંય વિનાનો પાછલી પટીવાલો કબજો, જાકીટ, બંડી.
ઝભ્ભા=લાંબા કોટ.
ઉઠવેઠ=માથાકુટ.

---

### પાઠ ૬૯ મો.

ચોઘડીયું=ચાર ઘડીનો વખત.
આવનાર=આવવાના.
આંગણું=ફળીઉં, ઘર આગળની છુટી જમીન.
નાનો સરખો=નાનકડો.
ભેજ=ભિનાશ, શરદી.
ઓટલ=ભોંય તળીઆથી ઉંચાઇવાળો બેસવાનો ભાગ.
કુંભી=થાંભલા નીચેનો પત્થરનોભાગ.
છોવરાવવું=ચુનો દેવરાવવા તે.
પરસાળ=ઓરડું, ઓસરી પાસેનો ફળીઆનો ભાગ.
દેરાસર=દેહરૂં જેમાં દેવની મુર્તિઓ હોય છે તે
પધરાવીએ=બેસાડીએ.
પૂજા=સેવા, ભક્તિ.
ધુમાડીઉં=ધુણી જવાની બારી.
જાજરૂં=પાયખાનું સંડાસ.
છીંડી=જવાનું બારણું.
સીડી=નીસરણી. ( ઓરડો.
દીવાનખાનું=બેસવા ઉઠવાનો મુખ્ય
રંગબેરંગી=જુદી જુદી જાતના.
તાકા=ભીંતોમા મુકેલા ગોખલા.
મોભ=છાપરાનો સઉથી ઉંચો ભાગ.
સાકટા=વળીઓ.
પકવાસ=ખપાટો.
કામડાથી=વાંસની ખપાટોથી.
સરકાવ્યું=બંધાવ્યું, છાપરા ઉપર તાપડા બંધાવ્યાં.
છત=છજું.
નરદમ=તદ્દન, સાવ.
ઝરૂખાની=ગવેશની.
બેશક=ખરેખર.
સગવડવાળું=સવડવાળું, સાધનવાળું.

---

## પાઠ ૭૦ મો.

અસલી=પહેલાંની.
ઓળો=છાંયો, પડછાયો.
છાયાયંત્ર=છાયા ઉપરથી વખત જાણવાનું યંત્ર.
સાધન=સાહિત્ય.
ઓછાયો=ઓળો, પડછાયો.
ચક્કર=ગોળ કુંડાળું.
કબુલ કરવું જોઇએ=હા કહેવું જોઇએ.
મદારીઓ=ખેલ કરી ખાનારા.
ચોકી=પહેરા.

---

## પાઠ ૭૧ મો.

ચંદા=ચંદ્રમાના જેવો ગોળ ભાગ.
ઓળખતો=જાણતો.
લેખે=ગણતરીએ.
અંતર કાપે છે=છેટું ભાગે છે.
કાપા=આંકાં.
મધરાત=અર્ધરાત.
કમાન=પોલાદની પેટી કે તારનું ગુંચળું,
સંબંધ રાખનારા=જોડાએલાં.
કૂંચી=ચાવી.
સામટા=ભેગા.

---

## પાઠ ૭૨ મો.

તોળવા=જોખવા.
છેતર્યો=ઠગ્યો.
પલ્લામાં=છાબડામાં.
તોળ્યું=જોખ્યું.
સમતોલ=સરખું વજન.
વેરાઇ=ઢોળાઇ.
તોલાં=કાટલાં.
સોદે=વેચાતી લેવા જવાની ચીજ, માલ.
સમાન=સરખી.
યુક્તિ=કળા.
દોઢ દાંડી=એક તરફની દાંડી કરતાં બીજી તરફની મોટી હોય તે.
ચીચવો=એક અણીદાર લાકડાપર મોટું જાડું લાકડું આડું રાખી તેને બે છેડે બે છોકરા બેસી ફેર ફેરવે છે તે.
દાંડી=છાબડાં બાંધવાની લાકડી.
ખાદ=ખોટ.
મધ્ય ભાગ=વચલો ભાગ.
સહેજ સાજ=કાંઇક પણ
વાપરવાનું=ઉપયોગમાં લેવાનું.

# ત્રીજી ચોપડીની કવિતાઓના અર્થ અને સમજુતી.

## પાઠ ૭ મો. પરમેશ્વર સઘળું જુવે છે.

આસપાસ=આજુબાજુ.
આકાશમાં=ગગનમાં, વાદળમાં.
અંતરમાં=મનમાં, હૃદયમાં.
આભાસ=પ્રકાશ તેજ.
ઘાસચાસ=સઘળી વનસ્પતિ.
વિશ્વપતિ=જગતના ધણી. પરમેશ્વર.
વાસ=રહેઠાણ.
ભોંયમાં=જમીનમાં.
ઘડીએ=કરીએ.
ઘાટ=મનસુબા, વિચાર.
જગનો તાત=દુનીયાનો બાપ, પરમેશ્વર.
ખોળીએ=શોધીએ.
જગકર્તા=દુનીયાનો બનાવનાર પરમેશ્વર.
ઠાલું=ખાલી.
ઠામ=જગા, ઠેકાણું.

આપણી આજુબાજુ, ગગનમાં હૃદયમાં, અને બધી વનસ્પતિઓમાં પણ પરમેશ્વર વસી રહેલો છે. ૧

જમીન અગર ભોંયરામાં પેસી કાંઇ પણ છાની વાત કરીયે મનમાં વિચાર કરીયે તે પણ પરમેશ્વર જાણે છે.

એક કણ મુકવા જેટલી પણ જો ખાલી જગ્યા શોધીશું તો પણ પરમેશ્વર વગરનું કોઇ ઠેકાણું ખાલી નથી. ૩

## પાઠ ૮ મો. ઇશ્વર સ્તુતિ.

અહો—હે.
દેવના દેવ=પરમેશ્વર.
વિશ્વસ્વામી=જગતના ધણી પરમેશ્વર
સ્તુતિ=પ્રાર્થના, વખાણ.
શીશનામી=માથું નમાવી.
આપદા=દુઃખ.
ઉગારો=બચાવો.
દીનાનાથ=ગરીબના ધણી,
આધાર=વિસામો, આશરો.
માત=મા.
તાત=બાપ.
સદા=હંમેશાં.
સર્વને=બધાને.
પાળનારા=પોષણ કરનારા.
રાંકનો રાંક=ગરીબમાં ગરીબ.
અજ્ઞાન=અણસમજુ.

કશી=કાંઇ પણ.
તુંથી=ત્હારાથી.
અજાણી=છાની, જાણ્યા વગરની.
ક્ષમા=માફ.
વાંક=ગુનો.
મતિ=બુદ્ધિ.
છેક=તદ્દન.
પ્રાર્થના=વિનંતી; અરજ
દીલ ધારો=મનમાં લ્યો.
જનો=માણસો.
ભક્તિ=સેવા.
શક્તિ=જોર, બળ.
નિવારે=ટાળો, નાશ કરો.

હે દેવના દેવ અને જગતના ધણી પરમેશ્વર ! હું માથુ નમાવીને આપની પ્રાર્થના કરૂંછું. હે દયાવાળા પ્રભુ ! મને દુઃખમાંથી બચાવો. હે ગરીબના ધણી પરમેશ્વર ! મ્હારે એક તારોજ આશરો છે.

હે પરમેશ્વર ! તમે મારા મા અને બાપ છો. હમેશાં બધાને પાળનાર છો. તમે મારા મા અને બાપ છો. તમે અમારા ઉપર ગણી પણ ન શકાય તેવા કરોડો ઉપકાર કરેલા છે. હે ગરીબના ધણી૦ ૨.

હું ગરીબમાં ગરીબ અણસમજુ પ્રાણી છું. અને મ્હારી કંઇ પણ વાત ત્હારાથી અજાણી નથી હે દયાવાળા પ્રભુ ? મ્હારો ગુન્હો માફ કરો. હે ગરીબના ધણી૦ ૩

અમે નાનાં નાનાં છોકરાંઓ હાથ જોડીને કહીએ છીએ કે હે પ્રભુ ! અમારી બુદ્ધિ બહુજ થોડી છે. અમારા ઉપર દયા કરીને આ સ્તુતિ મનમાં લ્યો. હે ગરીબના ધણી૦ ૪

અમને તથા અમારા કુટુંબનાં માણસો શરીરે સાજા સુખી રહીએ હે પ્રભુ ! અમને હમેશાં સારી બુદ્ધિ આપજો. ધણી૦ ૫

મેં આપની જરાપણ સેવા કરેલી નથી તેમજ આપના અપાર ગુણો ગાઇ શકવાની મ્હારામા શક્તી નથી. મહેરબાની કરીને સેવકના દુઃખોનો નાશ કરો. હે ગરીબના બેલી પરમેશ્વર મ્હારે ત્હારો એકજ આધાર છે. હે ગરીબના ધણી૦ ૬

## પાઠ ૧૬ મો સત્ય.

સત્નું=સાચાનું.
ચિત્ત=મન.
ચિંતન કરવું=મનન કરવું; વિચાર કરવો.
વચન=વચન.
ઉચરવું=બોલવું.
અસત્ય=જુઠું.
કદી=કોઇપણ વખત.
જશથી=આબરૂથી.
ઝળહીત=પ્રકાશીત.
જગ=દુનીયામાં.
બીજ=બી.
વૃક્ષ=ઝાડ.
વિશાળ=મોટું.
ગુણકારી=ગુણવાળાં ફાયદાવાળાં.
ફળ=પરિણામ.
ઉતરશે=નિપજશે.
આશ્રય=આધાર વિસામો.
પરિતાપ=દુખ, પીડાઓ.
જગનાં=દુનિયાંનાં.
સહુ=બધાં.
કાજ=કામ.
વસે=રહે.
અસતે=જુઠાથી.
આફતમાં=દુખમાં.
તેજ=પ્રકાશ, અજવાળું.
પ્રગટે=પેદા થાય, નીપજે.
છળ=દગો ફટકો, કપટ.
દુષ્ટમતિ=ઠારી બુદ્ધિ.
ભય=બીક ડર.
હટે=નાશી જાય.
જોગ=બનાવ.
છુપાઇ=ઢંકાઇ, સંતાઇ.
છેવટે=છેલ્લે, આખરે.
ઉજાશ થશે=અજવાળામાં આવશે.
ઉઘાડુ=પડશે.
છુપાશે=ઢંકાઇ જશે,
દીપશે=પ્રકાશશે, દેખાશે.
આંચ=પીડા, હરકત.
કદી=કોઇ દિવસ.
વદી=બોલી.
કલેશ=કજીઆ.
અનેક=ઘણા.
હરે=નાશ કરે, દૂર કરે.
બળ=જોર.
સમુ=સરખું.
અન્ય=બીજું.
ખરે=ખરેખાત.
વસે=રહે.
અતિ=ઘણા.
વિશ્વપતિ=જગતના ધણી.
રીઝશે=રાજી થશે ખુશી થશે.
ધર્મ=ફરજ કર્તવ્ય.
સ્વર્ગ=કૈલાશ મરણ પછીનું સારૂ ઠેકાણું.
સદાય=હંમેશાં, નિરંતર.
રીઝો=ખુશી થાઓ,: આનંદ કરો

મન ! સત્યનુંજ મનન કરવું ( ધ્યાન ધરવું ) નક્કી સાચું વચનજ બોલવું. કદી પણ જુઠું (ખોટું) કામ કરવું નહિ. અને આબરૂથી પ્રકાશીત (વખણાએલા) થઈને દુનિયામાં ફરવુ. .

સત્યરૂપી બીજ વાવવાથી મોટું ઝાડ થશે, તેનાં મીઠાં અને ફાયદાવાળા ફળ આવશે. અને તેની (ઝાડની) છાંયડી નીચે માણસો નીરાંતે આશરો લેશે.(બેસશે)જેથી દુઃખ જશે અને બધાં સુખ મળશે

" મતલબ કે બાળકને નાનપણથીજ સાચું બોલવાની ટેવપાડવાથી તે સત્યવાદી નીવડશે ને તેનો ઘણાં માણસોને આશ્રયમળશે"

દુનિયાનાં બધાં કામ સાચામાંજ રહે છે. જુઠાથી ( ખોટું બોલવાથી) માણસો દુઃખમાં આવી પડે છે. સત્યરૂપી સુરજ ઘણોજ પ્રકાશ આપે છે. જેથી છળ, કપટ અને નઠારી બુદ્ધિ ડરીને નાસી જાય છે. ૩

કોઇ બનાવથી સાચું ઢંકાઇ જશે. પણ આખરે સત્યજ અજવાળામાં આવશે. " જેમ સુરજ કોઇ દિવસ વાદળામાં ઢંકાઇ જાય છે ને ફરીથી છુટીને નક્કી પ્રકાશે છે તેમ. " ૪ ૪

સત્યને કોઇ પણ જાતનું નુકશાન નથી. તેમ કોઇ દિવસ તેનો નાશ પણ નથી. હમેશાં સાચું બોલીને દુનિયાંને જીતવી સત્ય ઘણા કજીયાઓનો નાશ કરે છે. ખરેખર સાચાના જેવું બીજું એકે બળ નથી. ૫

હમેશાં સત્યમાંજ ખરૂં સુખ રહે છે. અરે સત્યથી જગતના ધણી પરમેશ્વર ઘણા ખુશી થાય છે. સત્યાવના બીજો કોઇ ધર્મ નથી. તમે સત્યથી સ્વર્ગને મેળવી હમેશાં ખુશી થાઓ. ૬.

## પાઠ ૨૪ મો પશુની તકરાર.

પશુ=ચાર પગવાળાં જનાવરો.
તકરાર=કજીઓ.
વાદવિવાદ=સવાલ જવાબ.
તુર્ત=તરત, જલદી.

દરબાર=કચેરી, સભા.
નરને નાર=પુરૂષ અને સ્ત્રી નર અને માદા.

ચાર પગવાળાં પશુઓમાં એક વખતે કજીઓ થયો જેથી તેમણે તેનાં સામ સામી સવાલ જવાબ કરવા માટે એક સભા ભરી અને ત્યાં નર તથા માદક બેઠાં.

ગુણો=ઉપકારો.
ગણના=ગણતરી કદર.
ગરીબડી=ગરીબ રાંક.
વલવલે=ટળવળે.
પગ=દૂધ.
જુલમ=ત્રાસ અન્યાય, હેરાનગતી.
પાર=છેડો, અંત.

ગાય બોલી—હું ગરીબડી ગાય, મારા ગુણોની કદર કોણ કરે છે ? જુઓ મ્હારા વાંછરડાં ( બચ્ચાં ) તો દૂધ વગર ટળવળે અને દૂધ ધી બીજાં ખાઇ જાય છે તોપણ મ્હારા ઉપરના અન્યાયનો ક્યાં અંત છે ? ( મ્હારી હેરાનગતીનો છેડો ક્યાં છે )

ચારપગવાળાં પશુઓમાં કજીઓ થાઓ. ૧

વફાદાર=વિશ્વાસુ, નિમકહલાલ.
પ્યારૂં=વહાલું.
ધણીનું=માલીકનું શેઠનું.
ધાન=અનાજ.
નીમક=મીઠું.
હલાલ કરવું=બદલો વાળવો.
માન=મોટાઇ.
રાત અને દિવસે.
સેવા=ચાકરી.

કુતરો બોલ્યો—હું વિશ્વાસુ ( નિમકહલાલ ) વહાલું પ્રાણી મ્હારા ધણીનું અનાજ ખાઇ. મનમાં મોટાઇ રાખી તેનું નીમકહલાલ કરૂંછું (તેના ખાધેલા ધાનનો બદલોવાળી આપું છું) અને રાત દિવસ તેની સેવા કરનારો છુ. ચારપગવાળાં. ૨

મૂર્ખ=બેવકુફ.
માનવી=માણસ.
હસે મશ્કરી, હાંસી કરે.
ભાર=બોજા, તોલ, વજન.
મણબંધી=મણમણના.
લીધે=મુકે.

બીન=તીના.
તકરાર=કજીઓ, કલેશ, વાંધો.
ઉપકાર=પાડ, ગુણ, કદર.

ગધેડો બોલ્યો– ( બેવકુફ=અક્કલ વગરના ) માણસો મ્હારી મશ્કરી કરે છે. પણ મ્હારા જેટલા બોજા બીજું કોણ ઉઠાવનાર છે ? મ્હારી પીઠપર મણ બંધી બોજાઓ મુકે છે તોપણ હું વિના તકરારથી ચાલું છું કહો માણસો મ્હારો આભાર ક્યાં સમજે છે ?

ચાર પગવાળાં ૩

તન તોડીને=શરીરને હેરાન કરીને.
હા=પાછું હઠવું તે પરાજ્ય.
રસ્તો કાપું=મુસાફરી કરૂં.
પીઠ=વાંસો.
સવાર=જનાવર ઉપર બેસનાર.
દરકાર=પરવા, સંભાળ

ઘોડો બોલ્યો–મ્હારા શરીરની કાંઇપણ પરવા રાખ્યા વગર ચાકરી કરૂં છું ને કોઇ દિવસ પરાજય પામતો નથી. ( પાછો પડતો નથી મ્હારા ધણીને પીઠપર બેસાડી મુસાફરી કરૂં છું તોપણ કહો મ્હારી સંભાળ કોણ લે છે !

ચાર પગવાળાં. ૪

સફર=મુસાફરી.
માર્ગ કાપવા=રસ્તો કાપવા.
દૂર=ઘણે આઘેના.
મુજ=મારા.
જળ કાજે=પાણી માટે.
જીવ લીએ છે=મારી નાંખે છે.
મુસાફર=વટેમાર્ગુ.
ક્રુર=ઘાતકી, જુલમી, દયા વગરના.
પરોપકાર=પારકાનું ભલું કરવું તે.

ઊંટ બોલ્યો–મુસાફરીમાં રસ્તો કાપવા હું ઘણી સફર કરૂં છું તોપણ કેટલાક ઘાતકી મુસાફરો મ્હારા પ્રાણીને માટે મને મારી નાંખે છે.* હું મરતાં પણ બીજાઓનું ભલું કરૂં છું.

ચાર પગવાળાં ૫

* ઊંટને એક વખત પાણી પીધા પછી ૧૫–૨૦ દિવસ કે તેથી પણ વધારે મુદત સુધી પાણી પીવાની જરૂર પડતી નથી. એકી વખતે સામટું માસનું પાણી પી લેઇ પોતાના શરીરના અંદરના એક ભાગમાં રાખી

અંબાડી=હાથી ઉપર માંડવાની બેઠક | શોભે=સારી લાગે, દીપે.
કેરો=નો. | દરબાર=કચેરી, રાજસભા.
આધાર=આશરો. | શ્રેષ્ઠ=સઉથી સારો.
મુજપગલાથી=મ્હારાથી | સરદાર=મોટો ઉપરી.

હાથી બોલ્યો—રાજાની અંબાડીનો આધાર મ્હારા ઉપર છે. મ્હારા આવવાથી સ્વારી શોભે છે. અને હું હોઉં તો રાજસભા પણ સારી લાગે છે. વળી હું બધાં પશુઓમાં સૌથી મોટો અને ઉપરીછું.

ચાર પગવાળાં. ૬

ન્યાય=ઇન્સાફ. | તપે છે=લલચાય છે.
નિર્દોષી=વાંક વગરનો. | કસાઈ=ખાટકી, જનાવરો મારનાર.
તલ=જરા પણ. | કરથી=હાથથી.
ત્રાસ=જુલમ. | ઠાર=જીવથી મારવું તે.

બકરો બોલ્યોઃ—હું વાંક વિનાનો છું કોઇને હું જરી સરખો પણ ત્રાસ આપતો નથી છતાં પણ માણસો મ્હારૂં માંસ ખાવા ઇચ્છે છે હું કસાઇના હાથથી ઠાર મરૂછું. મને બીન ગુનેગારને ઇન્સાફ ક્યાં મળે છે.

ચાર પગવાળાં. ૭

મુજ બળથી=મ્હારા જોરથી. | રોજનો=હમેશનો.
કુલ=બધો. | વાહન=ગાડી ગાડા.
બોજ=ભાર. | કરાર=વિશ્રામ, આરામ.

બળદ બોલ્યોઃ—મ્હારા જોરથીજ ખેડુતો હળખેડે છે. એનો બધો આધાર મ્હરા ઉપર છે, વાહનનો કે વેપારનો હમેશનો ભાર

---

મુકેછે એટલે ફરીથી તેને પાણી પીવાની જરૂર પડતી નથી.રેતીના રણમાં મુસાફરી ઊંટવડેજ થઇ શકે છે. એવા રણમાં ઝાડ બીડ કે પાણીના ઝરણ કશું હોતુંનથી. પાણી ભરવાનું ભુલી ગયો હોય અગર પાણી ખુટી ગયું હોય ને એટલામાં ક્યાંઈ મળી શકે તેમ ન હોય ત્યારે મુસાફરો ઊંટને મારી નાંખીને તેના પેટના એક ભાગમાં પાણી ભરેલું હોય છે તે કાઢી પોતાનાં માણસોનો જીવ બચાવે છે.

હું જ ઉપાડું છું તોપણ મને જરીવારનોય આરામ મળતો નથી.

ચાર પગવાળાં. ૮.

ખર=ગધેડો.
આશા=ભરોસો.
પીડતાં=હેરાન કરતાં.
ગજ=હાથી.
ખલકમાં=દુનિયાં.
કોપે=ગુસ્સે થાય.
પારકી=બીજાની.
દંડ=સજા કરે.
દરબાર=સજા કરનાર સરકાર.
કીરતાર=પરમેશ્વર.

દોહરો—ગધેડો, બકરો, બળદ, હાથી ઘોડોને ગાય એ જીવો બાપડાં બીજાના ભરૂસાથી અથડાય છે. દુનિયામાં ખોટાં કામ કરનારને સરકાર સજા કરે છે. તો પશુ પક્ષીને હેરાન કરતાં શું પરમેશ્વર ગુસ્સે નહિં થાય? (થશેજ.)

## પાઠ ૩૧ મો. પંખીઓનો આનંદ.

ડોલે=હાલે, ઝુલે.
તરૂવર=મોટા ઝાડ.
ઝુલાવે=હલાવે.
મનોહર=મનને ખુશી કરે તેવું.
ગાન=ગાયન, ગાણું.
ધ્યાન=સ્મરણ, ચિત્ત.
વને=જંગલમાં.
કલોલ=આનંદ, મોજ.
સંપે=હળી મળીને.
પ્રીતનો=હેતનો.
પડદે=પટ, આંતરો.
ખોલે=ઉઘાડે.
વનફળ=જંગડાનાં ફળ.
કણ=અનાજ.
ચણતાં=ખાય, ખાતાં.
ફુલરસ=ફુલનો રસ.
જળવાટે=પાણીને આરે.
નિજવાટે=પોતાને રસ્તે.
પોઢે=સુઇ જાય.
માળ=માળામાં.
જંપતા=ઉંઘતા, નિરાંતે રહેતાં.
મળસ્કે=પ્રભાતમાં, સ્હવારમાં.
ધાય=દોડે, ઉડે.
ભલી ભાતના=સારી જાતનાં.
વિધવિધ=જુદી જુદી.
પ્રીતે જમે=હેતથી ખાય.
દીનાનાથ=પરમેશ્વર.
પાક=અનાજનો મોલ.
ખંત=હોંશ.
મધુરો=મીઠો.
ધરી=રાખી.
સદા=હમેશાં.

| | |
|---|---|
| સંતોષ=શાંતિ. તૃપ્તી. | આવી ઠરે=આવી રહે. |
| નિત્યે=હમેશાં. | નિજ ઠામ=પોતાને ઠેકાણે. |
| જળ નિર્મળ=ચોક્કખું પાણી. | ભલી ભાતે=સારી રીતે. |

મોટાં ઝાડોની ડાળીઓ ડોલે છે, પવન પાંદડાં હલાવે છે, મનને ખુશી કરે તેવાં પંખીઓ મધુર ગાયન ગાતાં ગાતાં ઉડે છે, મધુરૂં ગાયન ગાતાં અને પ્રભુનું ભજન કરતાં, જંગલમાં આનંદ કરતાં. હમેશાં ખુશી થઇને ફરતાં ફરે છે. એ પક્ષીઓ હળીમળીને સાથે રહે છે. તથા મનની વાત એક બીજાને કહેતાં એવાં સુખીઆ પક્ષીઓ હમેશાં ઝાડોની ડાળીઓપર ડોલે છે. ૧

કોઇ પક્ષીઓ જંગલનાં ઝાડોનાં ફળ ખાય છે, કોઇ અનાજ ખાતા જાય છે, કોઇ તો ફુલનો રસ ચુસે છે. અને કોઇ વનસ્પતિ ખાય છે. અને પાણીના આરા ઉપર દોડી જાય છે, પછી બધાં મળીને નાહી લે છે અને પોતાને રસ્તે પાછાં વળે છે. પોતાનાં બચ્ચાંઓને સુખથી બેઠેલાં જોઇ સાંજે માળામાં સુઇ જાય છે. અને સવારમાં પાછા ઉઠીને દોડી જાય છે ને કોઇ પંખીઓ વગડાનાં ફળ ખાય છે.૨

પ્રભુએ પેદા કરેલાં સારી જાતનાં ફળો ઝુલે છે અને જુદી જુદી જાતનો મેવો બધાં પંખીઓ હેતથી ખાય છે, પરમેશ્વરે ખેતરમાં જોઇએ તેવો મોલ ઉપજાવ્યો છે તે બધાં પંખીઓ હોંશ રાખીને ખાય છે. પણ તે સ્વાદવાળો મીઠો મોલ કદી પણ ખુટતો નથી. હમેશાં ચોક્કખું પાણી પીએ છે. અને સંતોષ રાખી પોતાને ઠેકાણે આવી નિરાંતે બેસે છે. સારી જાતનાં ફળ ઝાડ ઉપર ઝુલે છે. ૩

## ઉદ્યમ વિષે.

ઉદ્યમ=કામ, મહેનત, ધંધો પ્રયત્ન.
હઠાવી દીએ=પાછા પાડે, હરાવે.
ધનધાન્ય=પૈસો, દોલતને અનાજ.
ધાર્યું=નક્કી કરેલું.
રાજ અધિકાર=રાજની પદવી.
લાભ=ફાયદો,
અપાર=બહુ, ઘણા.
વશ=તાબે, કબજે.
દેવદાનવ=દેવો અને રાક્ષસો.
વિપત્તિઓ=દુઃખો.
વેરાઇ જાય=નાશ પામે.
કામધેનું=મનમાં ઇચ્છીએ તે બધું આપનારી ગાય.
ચિંતવ્યા=ધાર્યાં, નક્કી કર્યા.
પમાય છે=પામી શકાય છે.

પ્રયત્ન કરવાથી એકલા માણસ હજારોને પાછા હઠાવી શકે પ્રયત્ન કરવાથી ધારેલો પૈસો અને અનાજ મેળવી શકાય છે.

પ્રયત્ન કરવાથી રાજપદવી મેળવવી એ કાંઇ આઘી નથી.

( જલદી મેળવી શકાય છે )

પ્રયત્ન ( મહેનત ) થી દેવલોકો અને રાક્ષસોને પણ કબજે કરી શકાય છે.

પ્રયત્ન ( ઉદ્યોગ ) થી બધાં તરતજ નાશી જાય છે. અને ઉદ્યોગી માણસો ધુળમાંથી પણ સોનું શોધી કાઢે છે.

અરે બાળક! ઉદ્યોગને તો તું કામધેનુંજ જાણજે. કારણ કે ઉદ્યોગથી મનમાં ધાર્યા મુજબ અનેક ફાયદા મેળવી શકાય છે.

---

## પાઠ ૩૬ મો. ગ્રીષ્મ રૃતુનો મેળો.

ગ્રીષ્મરૃતુ=ઉનાળાની મોસમ.
મહીમાય=મોટાઇ, લીલા, પ્રતાપ.
નીરખી=જોઇ, નિહાળી.
શીતળ=ઠંડી.
હરખી=ખુશી થઇ.
સુગંધી=ખુશબો, સારીવાસ
શોભાય=સારો દેખાય.
કોકિલા=કોયલ.
ટહુકા=બુલંદ અવાજ, મીઠાનાદ.
ધરતી=જમીન.

પરમેશ્વરનો પ્રતાપ મેં ઉનાળાની મોસમમાં જોઈ લીધો ઝાડોની ઠંડી છાયા નીચે ફુલ, ફળ ખુશીથી હાલે છે. આ શોભિતો આંબો છે અને કોયલ ટહુક ટહુક એવા મધુર અવાજ કરે છે. જમીન તપે છે. ( સુરજના તાપથી ) તેથી મોગરામાં સારી વાસ ફેલાય છે. ૧-૨

વનમાં=જંગલમાં.
તરૂમાં=ઝાડોમાં.
મોર=આંબાનાં ફુલ.
વસંત=( એ રૂતુનું નામ છે )
અંતતાપ=ઘણી ગરમી.
શાખ=પાકવા આવેલી કેરી.
ફળી=થઇ.
લલચાય=લોભાય.
દીલમાં=મનમાં.
ઠરતી=ચોંટતી.
રસદાર=રસવાળી.
સુકેસરી=સારા કેસરી રંગની.
જગતુ=દુનિયાનું.
ચિત્ત=મન, હૃદય, દીલ.
ખુબી=અસર, લહેજત.
કેરી તણી=કેરીની.

જંગલમાં અને ઝાડોમાં રમતી અને ખુશી થતી વસંતરૂતુ આંબાને ફુલ મોર આપીને જતી રહી. પછી ઉનાળો આવતાં ઘણી કેરીઓ થઇ તે સારી લીલી કેરીઓ લેવાને લોકોનાં મન લોભાય છે.

ઘણો તાપ પડવાથી કેરીની શાખ બંધાઇ, અને પાણી રસવાળી તથા સારા કેશરી રંગની કેરીઓ થઇ. તે રસવડે કેરી દુનિયાનાં માણસોનું ચિત્ત ખેંચી લે છે ને કેરીની લહેજત મનમાં ચોંટી જાય છે.

ઉકળાટ=ધામ, બફારો.
વનેવન=જંગલે જંગલ.
આમ્રતરૂ=આંબાનું ઝાડ.
વાસ કરૂંછું=રહું છું.
જનચિત્ત=માણસોનું મન.
હરૂંછું=ખેંચી લઉંછું.
ગજાવું=ગજવી મુકું.
શ્યામ=કાળા.
વડે=થી.
પરખાઉં.-ઓળખાઉં
કોમળ=મધુર, મીઠો બુલંદ.
કંઠ=સુર, નાદ રાગ.

વખણાઉ=પ્રખ્યાત થાઉં પંકાઉ.
સંગીત=ગાયન.
સુર=રાગ.

કોયલઃ—જુઓ ઉનાળાની રૂતુ બહારો બહુ કરે છે. પક્ષીઓ જંગલે જંગલ ઉડી ફરે છે. ને હું આંબાના ઝાડ ઉપર રહું છું તથા મ્હારા મધુર ટહુકાથી માણસોનાં ચિત્ત હરી લેઉં છું. કાળા શરીર-વડે હું ઓળખાઉં છું અને મધુરા સ્વરવડે હું પ્રખ્યાત થાઉં છું. ( પંકાઉં છું ) ગાયન શાસ્ત્રના રાગ બધા હુંજ સમજાવું છું અને તેનાથી શોભાયમાન વાડીઓ ખુબ ગજાવી મુકું છું.

રૂપેરી=રૂપાના રંગ જેવો.
દીપે=શોભે.
બાગ=બગીચો.
કળી=ખીલ્યા વગરનું ફુલ.
ફુલેલ=ખીલેલ.
અંગમાં=શરીરમાં.
જને=માણસોએ,
અનેક=ઘણી.
પાંખડી=પાંદડી.
ઝારીરૂપ=ઝારીના જેવો.
પ્રફુલ=ખીલેલો.
બાળ=બાળક, છોકરો.

મોગરોઃ—જુઓ આ રૂપાના રંગ જેવો સફેદ બાગ સુગંધી-દાર મોગરાથી કેવો શોભે છે? વેલાઓમાં કળીઓ ખીલી નીકળી છે તેથી શરીરમાં સારો વાસ આવે છે. ઘણી પાંખડીઓ ફેલાવીને હું ઝારીના જેવો બન્યો તેથી બધા માણસોએ મને ઉનાળાની મોસ-મનો ખીલેલો બાળક ગણ્યો.

આંબોઃ—કેરી સારી રસથી ભરેલી છે.
કોયલઃ—કોયલ પોતાના કંઠવડે વધારે પંકાય છે.
મોગરોઃ—બટ મોગરાની સુગંધી બહુ સારી છે.
બધાઃ—સારી રસવાળી ગ્રીષ્મ=( ઉનાળાની ) રૂતુ અમે જાણી.

## પાઠ ૪૦ મો.

| | |
|---|---|
| સરિતા=નદી. | ચરતાં-ખાતાં. |
| નિર્મળનીરે=ચોકખા પાણીથી. | સૌ નગરની=બધા શહેરની. |
| તરૂ=ઝાડ, તીરે=કાંઠે. | નિશ્ચય=નક્કી. |
| રંગીત=રંગવાળાં. | નાવણધોવણ=નાવાધોવાનું. |
| ચિત્રવિચિત્ર=જાતજાતના. | જળપાનનું=પાણી પીવાનું. |
| કિનારે=કાંઠે, આરે. | પિછાણીએ=જાણીએ. |

ચોકખા પાણીથી ભરેલી આ સારી નદી જુઓ. તેને કાંઠે નાનાં મોટાં ઝાડો ઉગેલા છે. જાતજાતના રંગવાળાં માછલાંઓ તેની અંદર આનંદ કરે છે. કાંઠાપરનું લીલું લીલું તાજું ઘાસ પશુઓ ચરે છે. શહેરનો તમામ સારો દેખાવ નક્કી નદીથીજ સમજી લેવો. તથા નાવા ધોવાનું અને પાણી પીવાનું મોટું સુખ પણ નક્કી નદીથીજ જાણવું.

---

## પાઠ અને કવિતાઓમાંના અઘરા શબ્દોની નોંધ.

| | | | |
|---|---|---|---|
| પદાર્થપાઠો. | નર્યા | નરસિંહચૌદશ | વિશ્વસ્વામી |
| પુસ્તકો. | ટકુ | આશ્ચર્ય | ભોંયરે |
| બ્રાહ્મણી | અક્કલ | શુદ્ધિમાં | ઇશ્વરસ્તુતિ |
| વિદ્યાભ્યાસ | કળિયુગ | પરગજુપણું | કુટુંબી |
| અજુકતું | ખર્યું પાન | લગ્ન | જીવતદાન |
| શ્રદ્ધા | જાત્રાએ | સહીસલામત | તરણાસરખું |
| નર્યા | બુદ્ધિ | અંતઃકરણ | વૃદ્ધ |
| અજબ | શ્રાવક | ઇન્સાફ | વિચાર્યું |
| વિસર્ગ | હડહડતો | દહાડોપાણી | ગર્વ |
| ફક્કડ | ધણીધણિઆણી | મિલ્કત | પ્રમાણિક |
| લિપિ | ઇશ્વરભક્તિ | જગકર્તા | મહામુશ્કેલી |
| અનુસ્વાર | ઇશ્વરકૃપા | વિશ્વપતિ | જાપ્તો |

દ્રવ્ય
મુંડું તાક્યું
સુરંગમાંથી
યુધિષ્ઠિર
અર્જુન
દુર્યોધન
દ્રૌપદી
ચિત્રગુપ્ત
કૌરવો
ગંધર્વ
વર્તણૂંક
ક્રોધ
ન્યાયાધીશ
ડાહ્યો
પ્રજાની પ્રીતિ
અદલ ઇન્સાફ
ગળેપડુ
ગૃહસ્થ
કરમાઇ ગયું
મહોલ્લામાં
જાણ્યું અજાણ્યું
આગ્રહ
પિત્તળ
સુશોભિત
મશ્કરી
ચિંતન કરવું
નિશ્ચય
અસત્ય
શ્રેષ્ઠ
આશ્રય

દુષ્ટમતિ
વર્તમાનપત્ર
સ્વચ્છ
છિદ્રો
ઇંદ્રિય
વિદ્વાન
સ્વરૂપવાન
નિર્ણય
દિલ્હી
પ્રખ્યાત
પરાક્રમી
ખુદાવંદ
નમ્ર
યુક્તિ
વિષ્ણુપ્રસાદ
જ્યોર્જ વૉશિંગ્ટન
પુસ્તકાલય
વૃત્તાંત
ઇર્ષાખોર
અલ્લાનુ એહસાન
અસલ સ્થિતિ
દેશનિકાલ
વાદવિવાદ
તુર્ત
ત્રાસ
નિર્દોષ
સદ્ગુણી
પ્રદર્શન
તલ્લીન
વિલાયતમાં

નૌતમલાલ
અગત્યની
સંગ્રહ
આશીર્વાદ
ધર્માદાનાં
શેખસલ્લી
તર્કપ્રસાદ
પ્રયાસ
મળસ્કે
વિપત્તિ
વંશપરંપરા
પ્રકાર
દુર્ગંધ
તંદુરસ્ત
ઝાડીઝુંડી
શત્રુઘ્ન
કૌશલ્યા
સુમિત્રા
રામચંદ્રજી
લક્ષ્મણ
હાડપિંજર
દિવાનખાનું
અંગ કસરત
ચમત્કાર
નજરબંધી
ગ્રીષ્મ
શકુન
પરખાઉં
પ્રસારી
ઇંદ્રજાળ

સુકેસરી
ખ્રિસ્તી
પ્રહ્લાદ
કસ્બો
ઔરંમા
આકૃતિ
દેવસ્થાન
શેત્રુંજો
દેવકી ઉનાઇ
ચિત્રવિચિત્ર
પ્રવાહ
શક્તિ
ભરતીઓટથી
સમુદ્ર કિનારો
ભૂગોળવિદ્યા
ક્રિયા
વાસ્કુટ
સદડાવ્યું
દ્વિપકલ્પ
વરાળયંત્ર
દુરસ્ત કરવું
ઇન્સ્પેક્ટર
મુન્સફ
કલેક્ટર
ડેપ્યુટિ કમિશનર
અંગ્રેજ
વિસ્મય
ઝુંમર
સૂક્ષ્મદર્શક

| ઉત્પન્ન | કાઠિઆગામાંથી | ગબડી | ધ્રુજતાં |
|---|---|---|---|
| પુષ્ટિકારક | અકરાતીઆ | ધર્મશાળા | ત્ર્યંબકલાલ |
| અવસ્થા | હિંદુસ્તાનના | અગ્નિ | ઝભ્ભા |
| વૈતરી | કાળરચાતરા | ગર્જના | પહ્લામાં |

# ધોરણ ત્રીજાના ભૂગોળ તથા ભૂતળ વિદ્યાના સંબંધી હકીકત.

## પાઠ ૧ લો. ડુંગર અને મેદાન.

( જુઓ ત્રીજી ચોપડી. પાઠ ૩૯ મો. )

આપણા ગુજરાત પ્રાંતમા પર્વતો બહુ ઓછા છે. ગુજરાતની ઉત્તરે આબુ, કાઠિયાવાડમાં શેત્રુંજો, ગિરનારને પાલીતાણા, તથા પંચમહાલમાં પાવાગઢ. એટલા પર્વતો જાણવા જેવા છે.

જમીન વધીને ઉંચી થઇ હોય તેને **ટેકરો** કહે છે.

ઉંચા ટેકરાને **ડુંગરી** કહે છે.

મોટી ડુંગરીને **ડુંગર** કહે છે.

ઉંચાને ઘણે સુધી વધેલા ડુંગરને **પર્વત** કહે છે.

ડુંગરના મુળ આગળની જગા **તળેટી** કહેવાય છે.

નજીકમાં આવેલા બે ડુંગર વચ્ચેની નીચી જમીનને ખીણ કહે છે.

જે જમીનમાં ઉંચા ટેકરા કે ડુંગર હોતા નથી ને બધું સપાટ હોય તેને મેદાન કહે છે.

કોઇ ડુંગર બોડા એટલે ઝાડપાન વગરના અને કોઇ ડુંગર ઝાડપાન વાળા હોય છે. કોઇ ડુંગર સીધા ચઢાવવાળા હોય છે, તો કોઇની બાજુઓ છેક ભીંત જેવી ઉભી હોય છે. કોઇના શિખર અણીદાર હોય છે તો કોઇના સપાટ હોય છે. સપાટ શિખરોપર

**ડુંગરોનું ઉપયોગીપણું.**

(૧) ડુંગર ઉપર હવા ઠંડી અને ચોક્ખી હોય છે.

(૨) વાદળાં ડુંગર જોડે અથડાવાથી વરસાદ ઘણો પડે છે.

(૩) ડુંગરાઓમાંથી નાની મોટી નદીઓ વહે છે ને તેમાંથી પથરા રેતી કાંકરા, મરડીઆ નિકળે છે, તે ઘર રસ્તા અને પુલો બંધવાના કામમાં આવે છે.

(૪) ડુંગરાનાં સપાટ શિખરોપર દેવળો, બંગલાઓ અને કિલ્લાઓ બાંધી શકાય છે.

(૫) કોઇ કોઇ મોટા મોટાં ડુંગરાઓથી દેશનું રક્ષણ થઇ શકે છે.

**મેદાન.**

જે જમીનમાં ઉંચા ટેકરા કે ડુંગરો હોતા નથી, તે મેદાન કહેવાય છે. કેટલાંક મેદાન નાના તો કેટલાંક બહુજ મોટા હોય છે. અને કોઇ મેદાનની જમીન સારી તો કોઇની નબળી હોય છે.

**મેદાન કેવી રીતે બને છે.**

કોઇવાર ઊંચી જમીન વરસાદનાં પાણીથી ભીંજાઇ તેની ભેખડો નીચે તુટી પડે છે. તે જે ઠેકાણે પડે છે તે જમીન ઉંચી બને છે. એવી રીતે ઉંચી જમીન નીચી અને નીચી જમીન ઉંચી થઇને બધું સપાટ થઇ જાય છે તે મેદાન કહેવાય છે.

અને કોઇ કોઇ મોટાં મેદાનો દરીઓ ખસી જવાથી પણ બને,

**મેદાનનું ઉપયોગી પણું.**

(૧) મેદાનોમાં શહેરો અને ગામો વશે છે. લોકો તેમાં ખેતી કરીને અનાજ, ફળ, કપાસ વિગેરે પકવે છે તે માણસોનો મુખ્ય આધાર છે.

(૨) કેટલાક મેદાનો કુદરતી રીતેજ ફળદ્રુપ હોય છે ને તેમાં ઘણી જાતના ફળ, ફુલ, મેવા, તથા ઇમારતી લાકડાં વિગેરે નીપજે છે.

## + પાઠ ૨ જો. નદીઓ અને સરોવર.

વરસાદ:—આકાશમાં જે વાદળાં દેખાય છે તેમાંથી વરસાદ પટે છે, એ વાદળાં, જમીન, ડુંગર અને મેદાનોમાં ઉતરી જમીનપર પાણીરૂપે પડે છે.

વરસાદ જમીનપર પડે છે કે તેનું થોડું પાણી ભોંયમાં ઉતરી જાય તેમાંનું બાકીનું પાણી વહી જાય છે. ને તેનાં વહેળા ચાલે છે. જે પાણી જમીનમા ઉતરી જાય છે તે કૂવા ખોદીને લોકો બહાર કાઢે છે.

નદી:—વધારે વરસાદ પડવાથી હજારો વહેળા ચાલે છે તે બધા એકઠા થઇ એક મોટો વહેળો બને છે ને એવા ઘણા વહેળા ભેગા થઇ મોટા પ્રવાહ ચાલે છે. એવી રીતે મોટા ડુંગર કે પર્વતમાંથી જે મીઠા પાણીનો મોટો પ્રવાહ ચાલે છે તે નદી કહેવાય છે.

(૧) જે જગ્યાએથી નદી નીકળે છે તે જગાને નદીનું મૂળ કહેછે.

(૨) જે જગાએ નદી સમુદ્રને મળે છે તે જગાને નદીનું મુખ કહે છે.

(૩) નદીઓ નીચાણ તરફ વહી સમુદ્રને મળે છે તેને નદીનું વહેણું કહે છે,

**નદીથી થતાં કામ.**

(૧) નદીનો સખત પ્રવાહ કઠણ ખડકોને કોતરી કાઢે છે અને મોટાં પત્થરોને તોડી પાડે છે તથા પોચી જમીનનાં તો ભુકે ભુકા ઉડાવી દે છે;

૨ પ્રવાહની અંદર મોટા ઝાડો કે જે કાંઇ આવે તે સપાટામાં ઘસડીને લેઇ જાય છે. તથા જમીનમાંથી પુષ્કળ માટી કોતરી લેઇ

---

* પાઠનો સંબંધ ત્રીજી ચોપડીના ૪૦ માં પાઠ સાથે છે.

જઇને સમુદ્રના મુખ આગળ ઠાલવી દેઇ ત્યાં બેટ બનાવે છે તેનાં પર ખેતી સારી થાય છે.

(૩) મોટા પર્વતો અને ડુંગરોમાંથી પત્થર, માટી. કાંકરા, રેતી વિગેરે તાણી લાવે છે. જે ઘર રસ્તાને પુલો બાંધવા કામ લાગે છે.

(૪) નદીઓમાં ચોમાસામાં કેટલીક વખત ભારે પુર આવે છે ત્યારે ગામડાંઓ અને શહેરોનાં માણુસો, ઘરો તથા ઢોરોનો નાશ કરી નાખે છે.

તેમજ તે પુરને લીધે ખેતરો ધોવાઇને સાફ થવાથી તથા તેમાં કાંપ ચોડવાથી ખેતી સારી થાય છે.

૫ કોઇ કોઇ નદીઓ નાની હોય અને કોઇ કોઇ મોટી હોય છે, મોટી નદીઓનાં પાણી નેહરો ખોદીને ખેતરોમાં લઇ જવામાં આવે છે અને જમીનના નળ મારફતે શહેરોમાં પીવાનું પાણી પણ પુરૂં પાડવામાં આવે છે,

૬ મોટી નદીઓમાં હોડીઓ, મછવા, અને વહાણો પણ ચાલી શકે છે.

સરોવર:—

૧ વરસાદનું પાણી જમીનમાં મોટાને ઉંડા ખાડા હોય તેમાં ભરાઇ રહે છે તે સરોવર કહેવાય છે.

૨ પાણીના નાના ખાડાને તળાવ કહે છે. સરોવર કરતાં તળાવ બહુ નાનું હોય છે.

૩ કોઇવાર ડુંગરમાંથી વહેતી નદીના માર્ગમાં ભેખડો તુટી પડવાંથી પણ સરોવર બને છે.

૪ કોઇ સરોવરનું પાણી મીઠું અને કોઇનું પાણી ખારૂં હોય છે.

૫ જે સરોવરનુ પાણી નદીમાં વહી જાય છે તે મીઠું હોય છે. મીઠા પાણીનું સરોવર ફક્ત ગુજરાતની ઉત્તરે આબુ પહાડ પર

છે, તેને નખી તળાવ કહે છે.

૬ જે સરોવરનું પાણી બહાર જતું નથી તે ખારૂં હોય છે ખારા પાણીનું સરોવર ફક્ત એકજ છે તે ધોળકા તાલુકાની પશ્ચિમે છે તેનું નામ 'નળ તળાવ' દરીઓ ખસી જવાથી તે બનેલું છે.

---

## ×પાઠ ૩ જો. દરીઓ અને મહાસાગર.

( સવાલ જવાબ રૂપે. )

(૧) ખારા પાણીના ઘણા ગાઉ સુધીના લાંબા પહોળા જથાને દરીઓ કે સમુદ્ર કહે છે.

(૨) મોટા દરીઓ કે મોટા સમુદ્ર હોય તેને મહાસાગર કહે છે

**સવાલ:**—દરીઆના પાણીમાં શું શું હોય છે?

**જવાબ:**—દરીઆના પાણીમાં મગર, માછલા, વ્હેલ વિગેરે જળ ચર જનાવરો, ઝીણી રેતી, કાદવ. મોટી છીપો, શંખને કોડા વિગેરે હોય છે.

**સવાલ:**—દરીઆ કિનારા પર શું શું હોય છે?

**જવાબ:**—દરીઆના કિનારાપર ઝીણી રેતી, મગીઆ કાંકરી ચીકણો કાદવ, ચળકતા કાંકરા, પથરા, છીપો, શંખો અને કોડીઓ વિગેરે હોય છે.

**સવાલ:**— દરીઆ કિનારાપર રેતી કયાંથી? અને શી રીતે બનતી હશે?

**જવાબ:**—દરીઆ કિનારે નાનાં મોટા પુષ્કળ પત્થરો પડેલા હોય તેમને દરીઆનાં મોજાં અથડાય છે, ને તેમાંથી નાના મોટા પથરા છુટા પાડે છે, એ પથરાઓપર રાત દહાડો મોજાં અથડાવાથી તેના ગોળ ને સુંવાળા કાંકરા બને છે.

---

× આ પાઠનો સંબંધ ત્રીજી ચોપડી ૪૧ પાઠ સાથે છે.

એ કાંકરા વળી મોજાંના ઝપાટાથી અથડાય છે, ટીચાય છે, સામસામે કુટાય, ઘસાઈ તેની ઝીણી રેતી બને છે. તેજ રેતી આપણે દરીઆ કિનારે જોઇએ છીએ.

**સવાલઃ**—પાણીને કોઇ પણ રંગ હોતો નથી. છતા દરીઆનું પાણી કોઇ વાર રાતું, પીળું અને ભુરૂં એમ જુદા જુદા રંગનું કેમ દેખાય છે.

**જવાબઃ**—પાણીને તો કશો રંગ હોતો નથી પણ દરીઆના પાણીમાં નાની મોટી નદીઓ મળે છે તે જુદા જુદા રંગની માટી વનસ્પતિ વિગેરે ખેંચી લાવે છે તે દરીઆના પાણી સાથે મળી જાય છે તેથીજ તે જુદા જુદા રંગનું દેખાય છે વળી દરીઆના પાણીપર કોઇવાર આકાશની છાંયા પડવાથી પણ તે ભૂરૂ દેખાય છે.

**સવાલઃ**—નદી અને સરોવરના પાણી તો મીઠાં હોય છે ત્યારે પાણી ખારૂં કેમ ?

**જવાબઃ**—દરીઆને ઘણી નદીઓ મળે છે તે બધી જમીનમાંનો ખાર ખેંચી લાવી દરીઆમાં એકઠો કરે છે. તેથી તેનું પાણી ખારૂં હોય છે. વળી નદીનું પાણી દરીઆમાં આવ્યાં પછી તે સુરજનાં તાપે વરાળ થઇ ઉડી જાય છે ને ખાર નીચે પડયો રહે છે. એવી રીતે લાખો વર્ષો થયાં ચાલે છે તેથી પણ, તેનું પાણી ખારૂ હોય છે.

**સવાલઃ**—નદીનું પાણી ખારૂં કેમ નથી હોતું ?

નદીના પાણીમાં ખાર ઘણો ઓછો હોય છે તેથી ખારૂં લાગતું નથી. વળી તે પાણી સમુદ્રમાં વહી જાય છે તે સાથેજ તેમાં જે થોડો ઘણો ખાર હોય છે તે પણ સમુદ્રમાં વહી જાય છે. તેથી નદીનું પાણી ખાર વિનાનું એટલે મીઠુંજ હોય છે.

## *પાઠ ૪ થો. દરીઆ કિનારો.

"બેટ, ભૂશિર, અખાત, ખાડી વિગેરેની ઓળખાણ."

૧ સવાલઃ—'બેટ' એટલે શું ?

જવાબઃ—જમીનના મોટા ભાગની ચોતરફ સમુદ્ર હોય ને વચ્ચેની જમીન પર વસ્તી હોય તેને બેટ કહે છે. દીવ બેટ શંખોદ્ધાર ને પીરમ.

૨ સવાલઃ—બેટ કેવી રીતે બનતો હશે ?

જવાબઃ—કોઇ ઠેકાણે દરીઆની અંદરનાં જીવડા પણ બેટ બનાવી શકે છે. કોઈ ઠેકાણે ડુંગર કે ખડકની આસપાસ પોચી જમીન હોય છે. જેથી તે ડુંગર કે ખડકની ચારે બાજુએ પાણી ફરી વળી વચમાં બેટ બને છે. જે બેટપર કાંપ બાઝે છે તેનાપર ખેતી સારી થાય છે, નવા થયેલા બેટપર રેતી ઘણી હોય છે તેથી ખેતી સારી થતી નથી.

૩ સવાલઃ—'બંદર' કોને કહેવાય ?

જવાબઃ—જે શહેર સમુદ્રના કાંઠાપર હોય ને ત્યાં વહાણો અથવા આગબોટો માલ લાવતી લઇ જતી હોય તથા માણસો તેમાં આવતાં ને જતાં હોય તે. આપણા ગુજરાતમાં વેરાવળ, ભાવનગર, ધોલેરા, દીવ વગેરે બંદરો છે.

૫ સવાલઃ—દ્વિપકલ્પ કોને કહેવાય ?

જવાબઃ—જમીનનો મોટો ભાગ સમુદ્રની અંદર વધી જાય છે ને તેની ત્રણે બાજુએ પાણી ફરી વળે છે તેને દ્વિપ-

---

* જુઓ ત્રીજી ચોપડી પાઠ ૪૨ મો.

કલ્પ કહે છે. આપણા ગુજરાત પ્રાંતમાં 'કાઠિયાવાડ' એ દ્વિપકલ્પ છે.

૬ સવાલઃ—ભૂશિર કોને કહેવાય?

જવાબઃ—જમીનની અણી લાંબી થઇ સમુદ્રમાં ગયેલી હોય તેને ભૂશિર કહે છે.

૭ સવાલઃ—ભૂશિર શી રીતે બને છે?

જવાબઃ—દરીઆ કિનારાની પાસેની પોચી જમીન કોતરાઇ જઇ વચ્ચે કઠણ જમીન સાંકડી અણીદાર અને લાંબી પટી જેવી બની જાય છે ને તેની ત્રણે બાજુએ પાણી ફરી વળીને અણીઆળી બાજુ પાણીમાં ઘુસી જાય તેને ભૂશિર કહે છે.

અખાતઃ

'ભૂશિરથી ઉલટો તે અખાત=' સમુદ્રનો ફાંટો લાંબો થઇ જમીનમાં ઘુસી ગયો હોય તેને અખાત કહે છે. [ કચ્છ અને ખંભાતનો અખાત. )

ઉપસાગર.

અખાત બહુ પહોળો થઇ જમીન તરફ ઘણો વધી જાય તેને ઉપસાગર કહે છે.

સામુદ્રધુની—પાણીનો સાંકડો નાનો ભાગ પાણીના બે મોટા ભાગને જોડી દે છે તેને સામુદ્રધુની કહે છે.

ખાડી—સામુદ્રધુની ઘણી પહોળી હોય તે ખાડી કહેવાય છે. અથવા સમુદ્રને મળતાં પહેલા ભરતીનું પાણી માંહે આવે એવું નદીનું જે પહોળું મુખ તે પણ ખાડી કહેવાય છે.

નદી—મીઠા પાણીનો પ્રવાહ ડુંગરા કે પર્વતમાંથી નીકળી નિચાણમાં વહી બીજી મોટી નદીઓ અગર સમુદ્રને મળે છે તે

સાબરમતિ, સરસ્વતિ, બનાસ, મહી, નર્મદા, તાપી વિગેરે—

**નહેર**—ખેતરમાં પાણી પૂરૂં પાડવાને માટે નદીમાંથી નીકો (ફાંટાઓ) ખોદીને પાણીને વાપરવામાં આવે છે તે—

**સંગમ**—(મેળાપ, મુલાકાત જે જગ્યાએ નદીઓ અરસ્પરસ એક બીજી ને મળતી હોય તે સંગમ થયો કહેવાય. જેમકે અમદાવાદ જીલ્લાના ધોળકા તાલુકાના વૌઠા ગામ આગળ સાબરમતિ નદીને હાથમતી, વાત્રક, માજુમ, મેશ્વા, ને ખારી એ પાંચ નદીઓ મળે છે એટલે તે ૭ નદીઓનો સંગમ થયો એમ કહીએ છીએ.

---

## "દરીયા કિનારો."

### હરીગીત છંદ. *

પ્યારી સ્થળ રળિયામણું, બહુ માણસો ટોળે મળી;<br>
આનંદ, ગમ્મત, હર્ષના ઉદ્‌ગાર વદતાં હર ઘડી.<br>
શોભિતો સિંધુ કિનારો, પવનમંદ પ્રસારતો.<br>
કંઇ માનવીની હૃદય ચિંતા, ક્ષણ મહીં વિસરાવતો. ૧

અતિ કાંકરા, પથરા, મરડીઆ, શંખલાને [1]કરચલા,<br>
જો કોડીઓ, છીપલીઓ, [2]નદીને કિનારે સરસલા.<br>
શું ફીણ આ [3]પ્રસરી રહ્યું, છે દૂધથી પણ ઉજળું;<br>
જળ મોજું ઉંચે ઉછળી, આ, આ, અહીં આવી પડયું. ૨

ઘુઘવાટ આ સિંધુ તણા, છે સીંહના ગર્જન સમા.<br>
તટના જળે અથડાય જે. કંઇ માછલાં ને કાચબા.

---

* જુઓ ત્રીજી ચોપડી પાઠ ૪૩ મો.

૧ દરિયા કિનારે, દેડકા જેવાં ઘણા પગવાળા જીવડાં થાય છે, તે ચરચલાં કહેવાય છે. કરચલાં દુર સુધી ચાલી શકતાં નથી, ૨ દરીઆને, ૩ ફેલાઇ, તટના-કિનારાના.

'લઘુ [૫]દીર્ઘ જીવ જંતુ અતિ સિંધુ જહે [૬]ગણુતી નથી,
મોતી પ્રવાળાં [૭]ક્ષાર જળ, સાગર તણી છે સંપત્તિ. ૩
નિધિને અતિ આવી મળે મહીં નર્મદા સરખી નદી,
કંઇ બેટ બંદર બોટ જઇને, માલ બહુ ફેલાવતી.
દુનિયાં ડુબાડે ક્ષણ મહીં, સાગર તણીએ છે [૮]ગતિ,
(પણ) મ્હોટાઈ મ્હોટા નવ તજે [૧૦]ન્યારી કળા જગદીશની.* ૪

લેખકઃ—ગૌરીશંકર આશારામ માસ્તર.
ટંકશાળ—અમદાવાદ.

---

## પાઠ ૫ મો. ગામડાના કારીગરો.

ગામઃ—જ્યાં થોડા ઘરોનો જથો હોય અને વસ્તી પણ થોડી હોય તેને ગામ કહે છે. એવાં ઘણાં ગામો મળીને તાલુકો થાય છે.

ગામડાના કારીગરો—સુથાર, લુહાર, કુંભાર ને ઢેડ.

સુથારઃ—ગાડાં હળ તથા ખેતીનાં અને ઘરનાં ઉપયોગી લાકડાના ઓજારો બનાવે છે. ગાડાં ને હળમાં બાવળનું લાકડું વપરાય છે. કારણ કે તે ચીકણું ને ટકાઉ છે.

લુહારઃ—કડાં, સાંકળાં, છરીઓ, દાતરડાં, કુહાડી, કોદાળી પાવડા વગેરે ખેતીનાં તથા ઘર કામમાં લોઢાનાં ઓજારો બનાવે છે.

---

૪ નાના ૫ મોટા, ૬ ગણતરી ૭ ખારૂ પાણી ૮ લાવતી ને લઇ જતી, ૯ શકિત, સત્તા સદ્દ્ભુત, અલૌકિક.

* આ કાવ્ય જો કે મારી પાસે લંબાણથી લખેલું છે. પરંતુ તેમાંથી કેટલીક લીટીઓ ત્રીજા ધોરણનાં બાળકોને "દરીઆ કિનારા"વાળાપાઠમાં ઉપયોગી જણાતાં મ્હારા અસલ કાવ્યમાંથી આ કાવ્ય શિશુઓની સેવામાં રજુ કર્યું છે.

લી. ગૌરીશંકર.

ગાડાનાં પૈડાંને વાટ પણ તેજ ચઢાવે છે.

કુંભારઃ—ચીકણી તથા નરમ માટીનાં વાસણો જેવાં કે માટલાં, ઘડા, ગોળા, ગોળીઓ, હાંલ્લાં, તાવડી, કુલડીયો વીગેરે બનાવેછે

ઢેડઃ—સુતરના રાળકામાંથી તાંતણા કાઢી, તાણાવાણા કરી તેની ખાદી, જાજમ, ગોદડાનાં ખોળીયાં વિગેરે બનાવે છે.

---

## પાઠ ૬ ઠો. ગામ અને શહેર.

### ગામ અને શહેરનો મુકાબલો.

૧ ગામડામાં બહુ તો ૨૦૦–૨૫૦ ના આશરે ઘરો હોય છે ને તે પણ માટીનાં કે હલકી ઈંટોનાંને નાનાં ઝુંપડાં જેવા હોય છે. તો શહેરમાં હજારોને તેથી પણ વધારે હોય છે. તથા પત્થરનાં કે પાકી ઇંટોના છોબંધ અને મજબુત બાંધેલાં હોય છે. વળી ચાર પાંચપાંચ માળનાં હોય છે તે ઉપરાંત કેટલાંક જુના અને મોટાં શહેરોમાં તો કિલ્લાને દેવળો, રોજાને મસીદો, તથા પત્થરના નકસીદાર કોતરકામ વાળાં મકાનોને ભવ્ય ઇમારતો પણ હોય છે.

૨ ગામડાંના રસ્તા સાંકડા, ગંદાને ખાડા ટેકરાવાળા હોય છે તો શહેરના રસ્તા બાંધેલા, સપાટ, સીધા, પહોળા, અને સાફ હોય છે, દરરોજવાળી ઝુડી સાફ રાખવામાં આવે છે, તે પર પાણી છંટાય છે, અને રાત્રે દીવાબત્તી મુકાય છે.

૩ ગામડાંના રસ્તાપર થોડાં માણસો કે ગાડાં આવતાં જતાં જણાય છે. તો શહેરના રસ્તાપર હજારો માણસો અને ગાડી ઘોડાની આવ જા થાય છે.

૪ ગામડામાં ફક્ત એક બે નિશાળો હોય છે તો શહેરમાં એવી ઘણી નિશાળો હોય છે, તે ઉપરાંત હાઇસ્કુલો એંગ્લોવર્નાક્યુલર સ્કુલો, ખાનગી સ્કુલો, કન્યાશાળાઓ અને કૉલેજો પણ હોયછે.

૫ ગામડાંમાં બે ચાર દુકાનો હોય છે; ને તેમાં જોઇતી ચીજ મળી શકતી નથી. પણ શહેરમાં તો મોટાં બજારો હોવ છે કે જેમાં ઘણી દુકાનો હારબંધ જણાય છે તેમાં તમામ જાત જાતનું કાપડ, વાસણો, સોનારૂપાના દાગીના યાંત્રિય કામોનાં સાધનો, અનાજ, શાકભાજી વીગેરે જોઇએ તેટલા પ્રમાણમાં મળી શકે છે.

૬ ગામડાંમાં કસબી કારીગરો હોતા નથી સુથાર, લુહાર વીગેરે કાંઇ પણ વખાણવા લાયક માલ બનાવી શકતા નથી પણ શહેરોમાં તો મોટી મોટી મીલો, વરાળયંત્રો અને બીજાં પુષ્કળ કારખાનાં હોય છે કે જેમાંથી પુષ્કળ કાપડ, દીવાસળી મીણબત્તી, સાબુ, વાસણો, અને બીજી હજારો ચીજો બનાવી શકાય છે.

---

## પાઠ ૭ મો. તાલુકાના અમલદારો ને નોકરો.

**મુખી:**—ગામની સંભાળ રાખનાર તલાટીને વસુલાતમાં મદદ કરનાર, સુલેહ સાચવનાર, અને ગુન્હા પકડવામાં પોલીસ ખાતાવાળાઓને મદદગાર હોવાથી તે પોલીસપટેલ પણ કહેવાય છે.

**તલાટી:**—ગામનું જમીન મહેસુલ ઉઘરાવી સરકાર ત્રિજોરીમાં મોકલાવે છે. તથા જમાબંધી, જમીનની હદ, નિશાન, બાણ, વિગેરે કામ કરે છે મુખી તેને મદદ કરે છે, અને રાવણીઆ ( છવીદાર ) તથા હવાલદાર તેને સરકાર તરફથી નોકર તારીખે સોપેલા હોય છે.

**મામલતદાર:**—તાલુકાના ઉપરી છે. તલાટીઓએ ઉઘરાવેલાં જમીનમેહેસુલ સંભાળી લેઈ જીલ્લા ત્રિજોરીમાં મોકલાવે છે. તલાટીઓનાં જમાબંધી તથા જમીન અને ખેડુત સંબંધીનાં તમામ કામો સંભાળે છે, કોઇ કોઈ ફોજદારી કામોની દેખરેખ રાખે છે. ને ખેતરોની સાથ વિગેરેનો દાવા ચુકવે છે તે વખતે માજીસ્ટ્રેટ કહેવાય છે. સરકારે તેમના હોદ્દા અને યોગ્યતા મુજબ તેમને સે-

કન્ડ કલાસ માજીસ્ટ્રેટ અને ફર્સ્ટ કલાસ માજીસ્ટ્રેટનો પાવર આપેલો હોય છે. તેમના હાથ નીચે અવલકારકુન ( અ૦ કા૦ ને થર્ડકલાસ માજીસ્ટ્રેટ કહેવાય છે. ) સરકલ ઇન્સ્પેકટરો કારકુનો તથા પટાવાળાંઓ હોય છે તેમની કચેરી તાલુકાના મુખ્ય ગામે રહે છે. તેમના ઉપર આસી૦ કલેકટર તથા જીલ્લાના કલેકટર સાહેબ હોય છે.

**મુન્સફ કે સબજડજ:—**

તાલુકાના લેણદેણ સંબંધી તમામ કામો મુન્સફ કરે છે તેમને સબોર્ડિનેટ જડજ કે સબજડજ કહે છે, ને તે ફર્સ્ટકલાસ માજીસ્ટ્રેટ કહેવાય છે. તેમની કચેરી પણ તાલુકાનાં મુખ્ય ગામેજ હોય છે. તેમનાં ન્યાયપર અપીલ કરવી હોય તો તેમના ઉપરી એટલે જીલ્લાના ડિસ્ટીકટ એન્ડ સેશન્સજડજ સાહેબને કરવી પડે છે, મુન્સફના હાથ નીચે કોર્ટના નાજર, કારકુનો અને બેલીફો તથા પટાવાળાઓ હોય છે.

### ફોજદાર ( પોલીસ સબ ઇન્સ્પેકટર. )

ફરી ગુન્હેગારોને પકડી યોગ્ય સજા કરાવે છે, તથા રૈયતના જાન માલનું રક્ષણ કરે છે, ને તાલુકામાં સુલેહ જાળવે છે, તેમની કચેરી પણ તાલુકાના મુખ્ય ગામે હોય છે, તેમને મદદ કરવા સારૂ જમાદાર. હવાલદાર, નાયક, કારકુન અને સિપાઇઓ તથા પટાવાળાઓ સોંપેલા હોય છે. ફોજદારના ઉપરી પોલીસઇન્સ્પેકટર, અને તેમના ઉપરી જીલ્લાના પોલિસસુપ્રીન્ટેન્ડેન્ટ છે.

**સબરજીસ્ટાર:—**જમીન તથા ઘરોનાં વેચાણ, ગીરો વીગેરે દસ્તાવેજ નોંધે છે ને તેનો દાખલો રાખે છે, તેમની કચેરી પણ તાલુકાના મુખ્ય ગામે હોય છે તેમને મદદગાર તરીકે કારકુન તથા પટાવાળાઓ સોંપેલા હોય છે.

**ઓવર સીયર:—**સરકારી મકાનો, બંગલાઓ, ઓફિસો, કુવા

હવાડા, અને ધર્મશાળાઓ બંધાવનાર અમલદારને ઓવરસીયર કહે છે, તેની પાસે કારકુન ને પટાવાળા મદદગાર તરીકે હોય છે.

**વેકસીનેટરઃ**—સરકાર તરફથી નાનાં બાળકોને શિતળા કાઢનાર દાક્તર-તેને શિળીદાક્તર કહે છે તેને પટાવાળા સોંપેલા હોયછે.

**તાલુકાબૉર્ડ કે લોકલ બૉર્ડ.**

તાલુકામાં રસ્તા બાંધવા, નિશાળોનાં ખર્ચ ચલાવવાં, મકાનો બંધાવવાં, વિગેરે કામો આ સભાની સંમતિ લેઇને કરવામાં આવે છે.

**લોકલ ફંડઃ**—ગામડામાં તલાટીઓ જમીન મહેસુલ લેતી વખતે એક રૂ. ઉપર એક આનો વધારે લે છે તેનું આ ફંડ થાય છે તેને લોકલફંડ કહે છે, તેનાં નાણાંનો ઉપયોગ લોકલબૉર્ડ સભા નિશાળોના ખર્ચમાં કરે છે.

---

## પાઠ ૮ મો. વિભાગ અને પ્રાંત

**સવાલઃ**—તાલુકો કોને કહેવાય?

**જવાબઃ**—ઘણાં ગામડાંના મળેલા જથાને તાલુકો કહે છે, અને તેના ઉપરી અધિકારીને મામલતદાર કહે છે.

**સવાલઃ**—જીલ્લો કોને કહેવાય?

**જવાબઃ**—પાંચ, છ, કે તેથી પણ વધારે તાલુકા એકઠા મળીને જીલ્લો થાય છે જીલ્લાના ઉપરીને કલેકટર કહે છે.

**સવાલઃ**—વિભાગ કોને કહેવાય?

**જવાબઃ**—પાંચ, છ, કે તેથી વધારે જીલ્લાં એકઠા મળીને વિભાગ બને છે તેના ઉપરીને કમિશ્નર કહે છે.

**સવાલઃ**—એજન્સી કોને કહેવાય?

**જવાબઃ**—કેટલાંક નાનાં મોટાં દેશી રાજ્યો એકઠાં મળીને થયેલા

જથાને એજન્સી, અને તેના ઉપરીને પોલીટીકલ એજન્ટ કહે છે,

**સવાલ:**—પ્રાંત કોને કહેવાય ?

**જવાબ:**—પાંચ, છ, કે તેથી વધારે જીલ્લા એજન્સીઓ મળીને પ્રાંત બને છે. તેના બે વિભાગ હોય છે. પ્રાંતના ઉપરીને કમિશ્નર કહે છે.

**સવાલ:**—આપણો ગુજરાત પ્રાંત શું શું મળીને બનેલો છે ?

**જવાબ:**—અમદાવાદ, ખેડા, પંચમહાલ, ભરૂચ, ને સુરત એ પાંચ જીલ્લાઓ મહીકાંઠા, રેવાકાંઠા, પાલણપુર, સુરત, અને કાઠિયાવાડ એ પાંચ એજન્સીઓ તથા ખંભાત સંસ્થાન અને ગાયકવાડનું વડોદરા રાજ્ય એ બધું મળીને આપણો ગુજરાત પ્રાંત થયેલો છે. આપણા પ્રાંતના ઉપરી કમિશ્નર સાહેબ અમદાવાદમાં સાહીબાગ રહે છે.

આપણા પ્રાંત જેવા બીજા પાંચ છ પ્રાંત મળીને ઇલાકો થાય છે આપણો ઇલાકો મુંબાઇ છે. ઇલાકાના ઉપરીને ગવર્નર કહે છે. એવા ઘણા ઇલાકા અને મોટાં દેશી રાજ્યો મળીને આપણો દેશ હિંન્દુસ્થાન થયો છે. તે હિદુસ્થાનના આપણા માયાળુ રાજા નામદાર શાહેનશાહ પંચમજ્યોર્જ તરફથી એક પ્રતિનિધિ હિંદ ઉપર રાજ્ય ચલાવવા નિમ્યા છે. તેમને ગવર્નર જનરલ અથવા વાઇસરાય કહે છે. હાલના વાઇસરાય નામદાર લોર્ડ હાર્ડીંજ સાહેબ છે.

## ગુજરાત પ્રાંતની રાજ્ય વ્યવસ્થા:

આપણા પ્રાંતમ અંગ્રેજ સરકાર જુદાં જુદાં ખાતાંઓ મારફતે રાજ્ય ચલાવે છે. એ બધાં ખાતાંની દેખરેખ આપણા પ્રાંતના

કમિશ્નર સાહેબ રાખે છે. અને દરેક ખાતાના સૌથી મોટા અગ્રેજ અમલદારો ખાતાવાર જુદા જુદા હોય છે. તેમનો સંબંધ ઇલાકા સાથે બંધાયલો હોય છે.

(૧) કેળવણી ખાતું. (૨) રેવન્યુ ખાતું. (૩) ન્યાય ખાતું. (૪) મ્યુનિસિપાલ ખાતું. (૫) પોસ્ટ ખાતું. ( તાર ખાતા સહીત ) (૬) સુખાકારી ખાતું. (૭) બાંધ કામ ખાતું. (૮) પોલીસ ખાતું. આ સિવાય પણ અનેક બીજાં ખાતાંઓ છે.

**કેળવણી ખાતું**—આ ખાતું આખા પ્રાંતની નિશાળોની વ્યવસ્થાનું કામ કરે છે. આ ખાતાના સૌથી ઉપરી ડિરેકટર સાહેબ કહેવાય છે તે ઇલાકામાં રહે છે તેમના હાથ નીચે જુદા જુદા પ્રાંત વાર ઇન્સ્પેકટરો અને ઇન્સ્પેકટરોના હાથ નીચે જીલ્લાવાર ડેપ્યુટી ઇન્સ્પેકટરો હોય છે. ડે. ઇ. ના તાબામાં નિશાળના મહેતાજીઓ અને માસ્તરો હોય છે

**રેવન્યું ખાતુ:**—આ ખાતું કમિશ્નર સાહેબની ખાસ દેખરેખ નીચે છે. જમીનનું મહેસુલ ઉઘરાવવાનું કામ આ ખાતાથી થાય છે. કમિશ્નરના હાથ નીચે જીલ્લાવાર કલેકટર, કલેકટરના હાથ નીચે ડેપ્યુટિ કલેકટર. ( મદદનીશ કલેકટર ) અને તાલુકાવાર મામલતદારો હોય. મામલતદારના હાથ નીચે ગામવાર તલાટી અને સુખી હોય છે.

**ન્યાય ખાતું:**—ખુનના ભારે કેશને લેણદેણના દાવાના ચુકાદા તથા અપીલ આ ખાતાથી થાય છે. તેમાં દરેક તાલુકાવાર મુન્સફ ( સબ જડજ ) તથા તેમના મદદગાર, નાજર, કારકુનો, શી કારકુનો, તથા બેલીફો, ને પટાવાળા, વિગેરે સોંપેલા હોય છે. મુન્સફના ઉપરી જીલ્લાના ડિસ્ટ્રીક્ટ એન્ડ શેશન્સ જડજ કહેવાય છે. મુન્સફોના કામ ઉપરની અપીલ તેઓ સાહેબ સાંભળે છે.

**મ્યુનિસિપલખાતું**:—મોટાં શહેરોમાં રસ્તા, સડકો, બંધાવવા, છંટાવવા, રાત્રે દીવાબત્તી કરાવવી, શહેરની આરોગ્યતા જાળવવાના ઉપાયો યોજવા, પાણીના નળ, ગટર, ઇલેક્ટ્રીક વિગેરે બાબતોનાં કામકાજ આ ખાતુ કરે છે. તેમાં પ્રતિષ્ઠિત પુરૂષોની સભા હોય છે. તે બધાં કામ સંભાળે છે.

પોસ્ટખાતું:—કાગળો, બેંગીઓ તથા એક ગામથી બીજે ગામ પૈસા વિગેરે લાવવા લઇ જવાનું અને સેવિંગ્સ બેંકનું કામ આ ખાતુ કરે છે. દરેક મોટા ગામ, કસ્બા, તાલુકા, અને શહેરોમાં પોષ્ટ ઑફિસ હોય છે તેના ઉપરી પોસ્ટમાસ્તર કહેવાય છે તેમના પર તપાસ રાખનાર ઇન્સ્પેક્ટરો હોય છે તેમના ઉપરીને પોસ્ટમાસ્તર જનરલ અને પ્રાંતના ઉપરીને પોસ્ટલ સુપ્રિન્ટેન્ડેન્ટ કહે છે.

પોસ્ટ ઓફિસમાં તાર ખાતુ પણ હોય છે તે સીવાય દરેક સ્ટેશનોપર ખાસ તારખાતુ હોય છે તેનાથી દૂરદેશની ખબર થોડા-વખતમાંજ મેળવી શકાય છે.

**સુખાકારી ખાતું**:દરેક તાલુકામાં દવાખાનું હોય છે ત્યાં માંદા માણસોને દવા કરે છે ને દાક્તર કહેવાય છે અને નાનાં બાળકોને બળીઆ કાઢવા માટે વેટસી નેટર ( શીળી દાક્તરો) પણ રાખેલા હોય છે જીલ્લાના મુખ્ય શહેરમાં માંદાં માણસો સગવડતા સાથે રહી શકે તેને માટે એક મોટું દવાખાનું કાઢેલું હોય છે. તેને ગોરા દાક્ટર ને સિવિલ સર્જન કહે છે. તે તાલુકાનાં દવાખાનાઓ ઉપર દેખરેખ પણ રાખે છે,

**બાંધકામ ખાતું**—સરકારી મકાનો, ધર્મશાળાઓ મોટા રસ્તાઓ, કુવા, તળાવ, પુલ વિગેરે બંધાવવાનું તથા સમારવાનું કામ ખાતુ કરે છે, તેમાં તાલુકાવાર ઓવરસીયર હોય છે અને તેમનાપર જીલ્લાના ઇજનેર સાહેબ તપાસ રાખે છે.

**પોલીસ ખાતું**:—ચોરી લૂંટ, ખુન, મારામારી, તિરસ્કાર વિગેરે ગુન્હાઓ પકડવાનું અને પ્રાંતની સુલેહ સાચવવાનું કામ આ ખાતું કરે છે. ગામડામાં પોલીસ પટેલ. (મુખી) અને તાલુકામાં ફોજદાર હોય છે, તેના હાથનીચે, જમાદાર હવાલદાર, નાયક અને સીપાઇઓ મદદગાર તરીકે હોય છે. અને તેઓ કમિશનર સાહેબના તાબામાં હોય છે.

આ સિવાય કસ્ટમ ખાતું, જંગલ ખાતું, ઓપિયમ ખાતું, વિગેરે બીજાં ખાતાઓ પણ છે તે બધાં કમિશનર સાહેબની દેખરેખ નીચે હોય છે. દયાળુ સરકારે દેશની આબાદાની જાળવવા માટે જુદાં જુદાં ખાતાંઓથી કેવી શાણી રાજનીતિ દાખલ કરી છે? રાજા અને રંક, શ્રીમંત અને ગરીબ બધાને એક સરખી નજરથી નિહાળી રાજ ચલાવનાર સરકારનો આપણે અંતઃકરણ પૂર્વક **આભાર**, માનવો જોઇએ.

## ગુજરાતના કુદરતી વિભાગ.

**વઢીઆર**:—સરસ્વતી અને સાબરતી નદી વચ્ચેનો સપાટ પ્રદેશ કે જ્યાં પુષ્કળ ધાસ ચારો થાય છે તે.

(૨) **બાળાક**:—મહી અને ઢાઢર નદી વચ્ચેનો પ્રદેશ.

(૩) **ચરોતર**:—સાબરમતી અને મહી નદીની વચ્ચેનો ખંભાતની ઉત્તરનો ખેડા જીલ્લાવાળો ભાગ કે જેમાં કપાસ, કેરીઓ અને તમાકું પુષ્કળ થાય છે.

**( જુઓ બાળ ગરબાવળી )**

" મિયાં ગામ કટોલું આવે, આવે ઝાડનાં ઝુંડરે;

આડે ચારે તળ ચરોતરનું, ગોંદરૂં આ છે પ્રચંડ.

રમીએ ગુજરાતે રે.

આપે જણાય છે આવ્યું ચરોતર બોલીને બુદ્ધિ જ્યાં જાડીરે,

જાડી પણ ગાઢી કસવાળી ધંધે કોસરે વદવાળી.

રમીએ ગુજરાતે રે. "

(૪) કાનમ:—નર્મદા અને ઢાઢર નદીની વચ્ચેનો ભાગ.

**( જુઓ બાળ ગરબાવળી. )**

" મેલ્યું ભરૂચ કે આવ્યું કાનમ કાળી ધરતી રસાળીરે;

જ્યાં ચોમાસે જાય ફળી પગ કણબી કન્યા દે ગાળી,

રમીએ ગુજરાતે રે. "

(૫) નળકાંઠો:—સાબરમતીની પશ્ચિમે આવેલો ધોળકા તાલુકાનો નળ તળાવના કાંઠાપરનો ભાગ તેમાં ભીડ થાય છે.

(૬) મહીકાંઠો:—મહી નદીના આજુબાજુનો પ્રદેશ. જેને મેવાસ પણ કહે છે. આ પ્રદેશમાં ડુંગરો અને જંગલો બહુ છે. ને તેમાંથી પુષ્કળ ઇમારતી લાકડાં નિપજે છે, ( મહીકાંઠા એજન્સી. )

(૭) રેવાકાંઠો:—રેવા. ( નર્મદા ) અને તાપ્તી નદીની વચ્ચેનો ડુંગરી પ્રદેશ. તેમાંથી પણ ઇમારતી લાકડાં બહુ નિકળે છે.

( રેવાકાંઠા એજન્સી. )

## ગુજરાતના રાજકીય વિભાગો.

| મુખ્ય ભાગ. | મુખ્ય શહેરો. |
|---|---|
| ૧ અમદાવાદ જીલ્લો. ... | અમદાવાદ પ્રાંતિજ વિગેરે. |
| ૨ સુરત જીલ્લો. ... ... | સુરત, ચોરાસી ઓરપાડ વિગેરે. |
| ૩ ભરૂચ જીલ્લો. ... ... | ભરૂચ, જંબુસર વાગરા વિગેરે. |
| ૪ ખેડા જીલ્લો. ... ... | ખેડા નડિયાદ, આણંદ વિગેરે. |
| ૫ પંચમહાલ જીલ્લો ... ... | ગોધરા, દાહોદ ઝાલોદ વિગેરે. |

## એજન્સીઓ.

| | |
|---|---|
| ૧ કાઠીયાવાડ એજન્સી ... | રાજકોટ, વઢવાણ, ભાવનગર |
| ૨ પાલણપુર એજન્સી. ... | પાલણપુર, રાધનપુર, ડીસા વિગેરે |
| ૩ મહીકાઠા એજન્સી, ... | સાદરા, ઇડર, દાંતા વિગેરે. |
| ૪ રેવાકાંઠા એજન્સી. ... | નાંદોદ, છોટાઉદેપુર, દેવગઢ–બારીયા, વિગેરે |
| ૫ પંચમહાલ એજન્સી, ... | જાંબુઘોડા, નારૂકોટ. |
| ૬ સુરત એજન્સી. ... ... | વાંસદા, ધરમપુર, ને સચીન. |

## સંસ્થાન.

| | |
|---|---|
| ખંભાત સંસ્થાન ... ... | ખંભાત. |
| ગાયકવાડી રાજ્ય ... ... | વડોદરા, કડી, અમરેલી વિગેરે. |

(૧) રેવાકાંઠા એજન્સીના પોલિટિકલ એજંન્ટ તે પંચમહાલ જીલ્લાના કલેકટર છે.

(૨) સુરત એજન્સીના ઉપરી પોલિટિકલ એજંટ તે સુરત જીલ્લાના કલેકટર છે;

(૩) પંચમાલ એજન્સિના ઉપરી પંચમહાલ જીલ્લાના કલેકટર છે.

[૪] જવાર સંસ્થાનપર થાણાના કલેકટરની દેખરેખ છે.

(૫) ખંભાત સંસ્થાનપર ખેડા જીલાના કલેકકરની દેખરેખ છે,

(૬) ગાયકવાડ સરકારના વડોદરા રાજ્યમાં રેસિડેન્ટ છે તે ગવર્નર જનરલ (વાઇસરાય) ના નીમેલા છે.

(૭) કાઠિઆવાડમાં એજંટ ટુ ધી ગવર્નર નીમેલા છે. તે મુંબાઇના ગવર્નર સાથે સંબંધ રાખે છે. એજંટ ટુધી ગવર્નરના હાથ નીચે હાલાર, ઝાલાવાડ, ગોહિલવાડ, અને સોરઠ એ ચારે પ્રાંતોના પોલિટિકલ એજંટ દરેક પ્રાંતના મુખ્ય શહેરમાં રહે છે. અને એજંટ ટુ ધી ગવર્નર રાજકોટમાં રહે છે.

(૮) અસલના વખતમાં આપણા દેશમાં ગુર્જર લોકો રહેતા તેથી ગુજરાત નામ પડેલું છે. ગુજરાત પ્રાંત અમદાવાદ જીલ્લાથી પંદર ગણો મોટો છે. લોકો ગુજરાતી કહેવાય છે. અને ભાષા પણ ગુજરાતી બોલે છે.ગુજરાતની વસ્તી લગભગ ૮૫ લાખ માણસની છે.

(૯) **ધર્મ**:—ગુજરાતના લોકો હિંદુ, મુસલમાની, જૈન, પારસી અને ખ્રિસ્તી ધર્મ પાળે છે.

(૧૦) **ધંધો**:—ખેતી, મજુરી, નોકરી, કારીગરી અને રેશમ તથા સુતર વણાટનો.

(૧૧) **અખાત**:—કચ્છ અને ખંભાતનો, રણ કચ્છનું.

[૧૨] **જંગલ**:—ગીરનું તેમાં સિંહ થાય છે.

[૧૩] **પર્વત**:—આરાસુર આબુ, શિરોઈ, ચોટિલા, શેત્રુંજો, ગીર ગીરનાર, બર્ડો હાલાર ને પાનેરાનો ડુંગર.

(૧૬) **હવા ખાવાના ઠેકાણાં**:—આબુ, તિથલ, ડુમસ ને હજીરા

(૧૭) **ચીઠું પકવવાની જગ્યા**:—ખારાઘોડા, અને ધરાસણા.

[૧૮] **ઉના પાણીના કુંડ**—લસુંદ્રા,દેવકી, ઉનાઈ,ને તુવા, પંચમહાલમાં)

(૧૯) **નિકાશ**:—ઘઉં, જવ, બાજરી, જુવાર, ડાંગર વિગેરે અનાજ, તેલીબીઆં, ફળફુલ, મેવો, પત્થર, ને ઇમારતી લાકડાં.

(૨૦) **ખનીજ પદાર્થો.**

દાંતાની ખાણો અને કાઠિયાવાડના ડુંગરોમાંથી આરસ પત્થર નીકળે છે. પાવાગઢ અને બર્ડાના ડુંગરમાંથી લોઢું નીકળે છે, રાજપીપળાના પર્વતો અને ખંભાતમાંથી અકીકના પત્થર નીકળે છે, પંચમહાલમાંથી સીસું નીકળે છે અને મહુડાનાં ઝાડ પુષ્કળ થાય છે.

પંચમહાલ, રેવાકાંઠા, અને સુરત એજન્સીમાંથી ઇમારતી

લાકડાં નીકળે છે.

## અમદાવાદ જીલ્લો.

તાલુકાઃ—ઉત્તર દસ્ક્રોઈ, દક્ષિણ દસ્ક્રોઇ, પ્રાંતિજ, વીરમગામ ધોળકા અને ધંધુકા.

પેટામહાલઃ—સાણંદ, મોડાસા, ને ઘોઘા.

નદીઓઃ—સાબરમતિ, હાથમતી, વાત્રક, માજુમ, મેશ્વો, ખારી, ભાદર, ગોમા, નીલકા ઉતાવળી.

આ જીલ્લાનું મુખ્ય શહેર. અમદાવાદ. ઇ. સ. ૧૪૧૧ માં અહમદશાહ બાદશાહે વસાવેલું છે. આખા ગુજરાતની રાજધાનીનું શહેર અમદાવાદ હોવાથી તેને રાજનગર પણ કહે છે. તેમાં જુમામસીદ, કાંકરીઉં તળાવ, શાહઆલમનો રોજો, દાદાહરીની વાવ, સ્વામીનારાયણનું મંદીર, શાહીબાગ વિગેરે ઘણી જગાઓ જોવા લાયક છે. આ શહેરમાં સુતરાઉ કાપડ વણવાની ઘણી મીલો છે. અને રેશમી કાપડ પણ જુના વખતથી વણાય છે, અમદાવાદથી દીલ્લી, અજમેર, કાઠિયાવાડ, અને મુંબાઇ તરફ રેલવે જાય છે. તેથી વેપારનો લાભ પણ સારો થાય છે.

### ઉત્તર દસ્ક્રોઇ તાલુકો.

ગામઃ—અમદાવાદ, ઉવારસદ, નરોડાને સરખેજ.

નદીઓઃ—સાબરમતી, ખારી,

સ્ટેશનોઃ—અમદાવાદ, એલીસબ્રીજ, સાબરમતી, કાળુપુર, નરોડા, સરખેજ ને મોરૈયા.

### દક્ષિણ દસ્ક્રોઇ તાલુકો.

ગામઃ—વટવા, કુહા, બારેજા, જેતલપુર, કાસીંદ્રા, હિરાપુર.

નદીઓઃ—સાબરમતી, ખારી ને મેશ્વો.

સ્ટેશનોઃ—બારેજડી અને વિંઝોલ.

કાસીંદા અને હીરાપુરમાં ગોળ બહુ સારો થાય છે.

## વીરમગામ તાલુકો.

**ગામ:**—વીરમગામ, ઓગણ્, દેત્રોજ, ગોરૈયા, રામપુર, સીતાપુર, પાટડી, માંડલ, અને ખારાઘોડા.

**નદી:**—નથી, પણ સિદ્ધરાજ જયસિંહની મા મીનળદેવીનું બંધાવેલું 'મુન્સર' તળાવ છે.

**સ્ટેશન:**—વીરમગામ, પાટડી, દેત્રોજ, ખારાઘોડા, પાટડી અને માંડલ

તાલુકદારોનાં ગામ છે. ખારાઘોડામાં મીઠું પાકે છે વીરમગામ તાલુકામાં રૂ બહુ પાકે છે.

વીરમગામમાં મામલતદાર અને મુન્સફની કોરટો છે,

## ધોળકા તાલુકો.

મહાભારતનું વૈરાટનગર તેજ આ 'ધોળકા' ઘણું પ્રાચીન છે. સુંઠ, દાડમ અને જમરૂખ સારા થાય છે પણ ધોળકાના હવાપાણી ખરાબ છે. આ તાલુકાનો ઘણોખરો ભાગ તાલુકદારો (ગરાસીઆ)નો છે.

**ગામ:**—ધોળકા, બાવળા, ચલોડા, ગાંગડ, બદરખા, વૌઠા.

**નદી:**—નથી, પણ સિદ્ધરાજ જયસિંહની મા મીનળદેવીએ બંધાવેલું 'મલાવ' છે.

**સ્ટેશનો:**—ધોળકાને, બાવળા.

વૌઠા ગામ આગળ સાબરમતી વિગેરે સાતે નદીઓનો સંગમ થાય છે. અને દર વરસે કારતકી પૂનમે ભારે મેળો ભરાય છે.

ધોળકામાં મામલતદાર તથા મુન્સફની કોરટો છે.

ધોળકા તાલુકાની પશ્ચિમે નળનામે ખારાપાણીનું તળાવ છે તે ભાગને 'નળકાંઠો' કહે છે.

## પ્રાંતિજ તાલુકો.

**ગામ:**—પ્રાંતિજ, મોડાસા, ઓરાણ, ગાબટ, ધન્સુરા, ચોયલા ને હરસોલ;

**નદીઓ:**—સાબરમતિ, હાથમતિ, વાત્રક, માજુમ, ખારી.

મોડાસા, મહાલમાં ડુંગરો અને જંગલો છે.

અમદાવાદના રહેવાસીઓને વધારે પાણી પૂરૂં પાડવા માટે પહેલાં અહમદસુલતાને હાથમતી ઉપર બંધ બંધાવી તેને સાબરમતીમાં વાળી લીધેલી છે.

## ધંધુકા તાલુકો.

નદીઓ—ભાદર, ગોમા, નીલકા ઉતાવળી.

ગામ—ધંધુકા, ધોલેરા, બરવાળા, રાણપુર, ખસ, ને ગાંપ ધંધુકામાં મામલતદારની મુન્સફની તથા કસ્ટમખાતાની ઓફિસો છે.

ધોલેરા—બંદર છે. તેમાં પાણીની બહુ તંગી વેઠવી પડે છે. ખંભાતના અખાતપર છે. અને અહીંથી પુષ્કળ રૂ પરદેશ ચઢે છે.

રાણપુરમાં જુનો અને પડી ગયેલો કિલ્લો છે. ભીમનાથ નીલકા નદીપર આવેલું છે ત્યાં દર શ્રાવણ વદી અમાંસ ઉપર મેળો ભરાય છે.

ઘોઘા:—એ અગાઉના વખતમાં એક નામીચું બંદર હતું, પણ હાલ તે પડી ભાગ્યું છે. દરીઓ પાસે હોવાથી ઉનાળાની રૂતુમાં ઘોઘાની હવા બહુ સારી રહે છે.

ઘોઘા, સાણંદ અને મોડાસા, એ ત્રણ પેટા મહાલના જુદાજુદા અમલદાર નીમેલા છે તે દરેકને 'મહાલકારી કહે છે.

## ખેડાજીલ્લો.

આ જીલ્લો મહી અને વાત્રક નદીઓની વચ્ચે તથા ખંભાત આપણા અમદાવાદ જીલ્લાથી અડધી છે. તેનો મધ્યભાગ ચરોતર કહેવાય છે તે ઘણોજ ફળદ્રુપ છે.

નદીઓ:—સાબરમતિ, મહી, વાત્રક, માજુમ, મેશ્વો, ખારી, શેઢી મહોર.

તાલુકા:—કપડવંજ, ઠાસરા, આણંદ, નડીઆદ, મહેમદાવાદ, માતર ને બોરસદ.

**જાણવા લાયક સ્થળો.**

**કપડવંજ:**—એમાં કાચ અને સાબુ થાય છે. અને મહોર નદીને કાંઠેછે.

**લસુંદ્રા:**—કપડવંજ તાલુકાનું ગામ છે ત્યાં ઉના પાણીના કુંડ છે.

**આણંદ:**—રેલવે જંકશન છે. અહીંથી ખંભાત ગોધરા, અને રતલામ ટ્રેન જાય છે.

**નડીઆદ:**—ખેડાજીલ્લાનું મોટું ગામ છે. ત્યાં તમાકુ અને છીંકણી સારી થાય છે.

**મહેમદાવાદ**—ઇ. સ. ૧૪૭૮ માં મહમુદબેગડાએ વસાવેલું છે. અહીંથી ખેડે જવાની પાકી સડક છે. ને તે રસ્તામાં મહમુદનો બંધાવેલો આઠ ઓરડાવાળો ભમરીઓ કુવો છે.

**ખેડા**—જીલ્લાનું મુખ્ય ગામ છે, તે વાત્રક ને શેઢીના સંગમપર છે.

**જાત્રાનાં ઠેકાણાં:**—

**ડાકોર:**—ઠાસરા તાલુકાનું તિર્થસ્થળ છે. અને ત્યાં રણછોડરાયનું ભવ્યમંદિર હોવાથી માણેકઠારી પુનેમે મેળો ભરાય છે.

**નદીઓ:**—બનારસ, સરસ્વતી, સાબરમતી, મહી, નર્મદા, તાપી, વિશ્વામિત્રી, કરજેણુ, મિંઢોળા, પૂર્ણા, અંબિકા, ઔરંગા ને દમણગંગા.

(૧૫) **જાત્રાનાં ઠેકાણાં:**—અંબાજી, બહુચરાજી શામળાજી, સિદ્ધપુર, દ્વારિકા, વડતાલ,ડાકોર–જૈનનું પાલીતાણા,અને પારસીનું ઉદવાડા.

**વડતાલ:**—નડીઆદ તાલુકાનું ગામ છે. ને તેમાં સ્વામીનારાયણનું મોટું મંદીર છે.

ખેડાજીલ્લાનો મધ્યભાગ ચરોતર કહેવાય છે. તેની જમીન કાળી અને ફળદ્રુપ હોવાથી ત્યાં બાજરી, ડાંગર, તુવેર, કોદરા, બાવટો, વરીઆળી, જીરૂ તમાકુ ને કેરીઓ પુષ્કળ થાય છે. માજમ નદીમાંથી અકીકના પત્થર નીકળે છે તેને સાફ કરવા ખંભાત

મોકલે છે. ઉસ અને સાજીખાર પુષ્કળ મળે છે જેથી તેના કપડ-વંજમાં સાબુ બનાવવામાં આવે છે.

## પંચમહાલ જીલ્લો.

આ જીલ્લો ખેડા જીલ્લાની પૂર્વે બે વિભાગમાં આવેલો છે. રેવા-કાંઠા એજન્સીનો થોડો ભાગ તે બે વિભાગને અલગજ રાખે છે. વસ્તી લગભગ. ૩ા લાખ અને ક્ષેત્રફળ ૧૬૦૦ ચો. મા. નું છે. આ જીલ્લાની અંદર ગોધરા, કાલોલ. હાલોલ, ઝાલોદ ને દાહોદ એ પાંચ મહાલ આવેલા હોવાથી જીલ્લાનું નામ પણ 'પંચમહાલ' રાખેલુંછે.

**પર્વત:**—પાવાગઢ.

**તાલુકા:**—ગોધરા, દાહોદ ને કાલોલ.

**પેટામહાલ:**—ઝાલોદ ને હાલોલ.

**સ્ટેશનો:**—ગોધરા, દાહોદ, ચાંપાનેર, ટુવા ને જેકોટ.

**નદીઓ**—મહી ને પાનમ.

પાનમ નદી પાવાગઢના ડુંગરમાંથી નીકળી ઉત્તરમાં વહી મહીને મળે છે.

**જાણવાલાયક સ્થળો:**—

**ગોધરા:**—એ જીલ્લાનું મુખ્ય ગામ છે. ને તેમાં 'ગોધરક' નામનું એક તળાવ છે.

**હાલોલ:**—મહમુદબેગડાના વખતમાં હાલુર નામના સુથારે આ ગામમાં સુંદર બાગ બનાવ્યો હતો તેના નામપરથી આ ગામનું નામ હાલોલ પડેલું છે.

**દાહોદ:**—ઔરંગઝેબ બાદશાહની જન્મભુમિ છે. અહીં છાબનામે જુનું તળાવ છે. આ ગામનું ખરૂં નામ 'દોહદ' છે કારણકે અહીં ગુજરાત ને માળવા પ્રાંતની હદ આવી રહેલી છે.

**ચાંપાનેર:**—વનરાજના મંત્રિ ચાંપા વાણિઆએ વસાવેલું આ ચાંપાનેર હાલ ખંડેર છે.

**ટુવા:**—લસુંદ્રાની માફક ગરમ પાણીના કુંડ છે.

પંચમહાલ જીલ્લામાં ભીલની વસ્તી બહુ છે. તેઓ જંગલમાંથી લાખ વીણી વેચી પોતાનું ગુજરાન ચલાવે છે. પાવાગઢ ઉપર કાળકામાતાનું દહેરૂં છે. પંચમહાલ જીલ્લામાં જંગલ ઘણાં હોવાથી હવા સારી રહેતી નથી મહુડાંના ઝાડ પુષ્કળ થાય છે ને તે આખા ગુજરાતમાં પૂરાં પડે છે.

મુખ્યપાકઃ—મકાઇ, ડુંગરોમાંથી સીસું, લોખંડ ને મેંગેનીઝ નીકળે છે.

## ભરૂચ જીલ્લો

આ જીલ્લો ખંભાતના અખાત ઉપર અને ખેડાજીલ્લાની દક્ષિણે આવેલો છે. પંચમહાલ કરતાં કંઇક ન્હાનો છે. પણ વસ્તીમાં પંચમહાલની બરોબરી છે.

નદીઓઃ—મહી, ઢાઢર, નર્મદા, કીમ.

પેટામહાલઃ—હાંસોટ.

તાલુકાઃ—ભરૂચ, વાગરા, આમોદ, જંબુસ અંક્લેશ્વર.

જાત્રાના ઠેકાણાંઃ—શુક્લતિર્થ અને ભાડભુત, તથા કબીરવડ.

જાણવાલાયકઃ—

સ્થળો ૧ ભરૂચઃ—જીલ્લાનું મુખ્ય શહેર નર્મદા નદીના દક્ષિણ કીનારાપર છે પહેલાં અહીં ભૃગુરૂષિનો આશ્રમ હતો જેથી ભરૂચ નામ પડેલું છે. ભરૂચના ભાર્ગવ બ્રાહ્મણો એ ભૃગુકુળના છે. શહેરની પૂર્વે બળી રાજાએ કરેલો યજ્ઞ અને ભૃગુરૂષિનું દહેરૂં જોવાલાયક છે.

૨ શુક્લતિર્થઃ—ભરૂચથી ૧૦ માઇલ ઉપર છે. ત્યાં ૐકારેશ્વર મહાદેવનું દેહરૂં છે શુક્લતિર્થની નજીક કબીરવડ છે તે એટલો બધો ફેલાયલો છે કે તેની બટ નીચે ૭૦૦૦ માણસનું લશ્કર સહીસલામત રહી શકે.

૩ અંક્લેશ્વરઃ—અહીંથી નાંદોદ સુધી નાના માપની રેલવે જાય છે.

ત્યાંથી લાકડાં. વાંસ, મીણ, મધને કપાસ અત્રે લાવે છે.

૪ ભાડભુત:—ભરૂચથી ૮ માઇલપર આવેલું છે, નર્મદાતીરે છે. ત્યાં ભાડભુતેશ્વર મહાદેવનુ મોટું દહેરૂં છે. ને અધિક ભાદરવા માસમાં મોટી જાત્રા ભરાય છે,

૫ ટંકારીઆ:—હહેગામ જંબુસર તાલુકાના અંદર છે.

૬. આમોદમાં ચપ્પુ સારાં બને છે,

૭ લખીગામ ને ૮ લુહારા:—એ વાગરા તાલુકામાં છે ને ત્યાં પણ જાત્રા ભરાય છે.

અંકલેશ્વર અને ભરૂચવચ્ચે નર્મદા નદીપર મોટો પુલ છે, ભરૂચમાં રૂની પેદાશ ઘણી છે. ને રેલવે સ્ટેશનો પાસે કપાસ લોઢવાના પુષ્કળ કારખાનાં છે.

## સુરત જીલ્લો.

આ જીલ્લો ગુજરાતની છેક દક્ષિણે આવેલો છે. ભરૂચ જીલ્લાથી સહેજ મોટો છે પણ વસ્તી તેનાથી બમણી છે. ૧૫૦ વરસ પર સુરત નામીચું અને વિશાળ બંદર તથા મોટું વેપારી મથક હતું.

નદીઓ:—તાપી, મિંઢોળા, દમણગંગા, અંબિકા, પુર્ણા, કીમ.

તાલુકો:—ચોર્યાસી, ઓરપાડ, માંડવી, બારડોલી, જલાલપુર, વલસાડ ચીખલી, પારડી ડુંગર પારનેરાનો.

પેટામહાલ:—વાલોડ. હવા ખાવાના સ્થળ:-તિથલ, ડુમસ, ને હજીરા જાણવા લાયક સ્થળો.

સુરત:—તાપી નદીને કિનારે મુખ્ય શહેર છે. તેમાં ત્રણ મીલો છે. રેશમી કાપડ તથા કસબી કામને માટે પ્રખ્યાત છે. ૧૫૦ વરસ પર સુરત નામીચું વિશાળ અને પ્રખ્યાત બંદર તથા મોટું વેપારી મથક હતું. પણ હમણાં તાપી નદીનું બારૂં પુરાઇ જવાથી આગબોટો અને વહાણો આવી શકતા! નથી. લોકો નાજુક વિચક્ષણ

અને શોખીન છે, સુરતમાં સુતરફેણી અને ખરચી બહુ સારી બને છે,
( નામની દંતકથા શિક્ષકોએ સમજાવવી. )

વલસાડ—બંદર છે. ઇમારતી લાકડાં, અનાજ, ગોળ ને ઈંટો અહીંથી બહાર ગામ ખાતે મોકલવામાં આવે છે.

બહુધાનઃ—તાપીને કિનારે માંડવી તાલુકાનું ગામ છે. બાર વર્ષે સિંહસ્થનું વર્ષ આવે ત્યારે અહીં મોટી જાત્રા ભરાય છે.

રાંદેરઃ—તાપીને કાંઠે સુરત જીલ્લાનું ઘણું જુનું શહેર છે.

ઓરપાડઃ—બંદર છે. ત્યાંથી ઢોર અને લાકડાં પરદેશ જાય છે.

હજીરાઃ—તાપીને કિનારે ઓરપાડ તાલુકાનુ હવા ખાવાનું સ્થળ છે. ગામનું નામ તો 'ઢક' છે પણ ત્યાં વોક્સ સાહેબની કબર [હજીરો] છે તેથી તે હજીરા કહેવાય છે અને ત્યાં દીવાદાંડી છે.

ડુમસઃ—સુરતથી ૧૯ માઇલપર સચીન રાજ્યનું ગામ છે. ત્યાં ઉનાળામાં શ્રીમંતો હવાખાવા આવે છે.

ઉદવાડાઃ—પારડી, તાલુકાનું ગામ છે. અને પારસીઓનું તિર્થ-સ્થળ છે.

કુંતેશ્વરઃ—હિંદુઓનું તિર્થ સ્થળ છે,

ધરાસણાઃ—વલસાડ તાલુકાનું ગામ છે ને ત્યા મીઠું પાકે છે.

માંડવીની હવા જંગલોને લીધે ખરાબ રહે છે, તાપી નદીમાં રેલ આવે છે ત્યારે આજુબાજુના ગામડાંમાં બહુ નુકશાન થાય છે, મુંબાઇથી જનારી રેલવે સુરત સ્ટેશને થોભે છે. પુર્વ વિભાગમાં તાપ્ટીવેલી રેલવે નંદુરબાર તરફ જાય છે તેથી સુરતના વેપારને લાભ મળે છે.

મુખ્ય નિકાશઃ—જુવાર, બાજરી, વાલ, ઘઉં, શેરડી.

## થાણા જીલ્લો.

આ જીલ્લો સુરત જીલ્લાની દક્ષિણે આવેલો છે તે આપણા અમદાવાદ જીલ્લા જેવડો છે,

**બેટ**:—સાષ્ટી, અને વસાઇ.

**તાલુકા**:—ડહાણું, માહીમ, વસઇ, સાષ્ટી, ભીમડી, વાડે, શાહપુર મુરબાડ અને કલ્યાણ.

**જાણવા લાયક સ્થળો**:—

**થાણાં**:—આ જીલ્લાનું મુખ્ય શહેર છે. સાષ્ટી બેટમાં આવેલું છે. અને મુંબાઇ પાસે હોવાથી કેટલાક લોકો ત્યાં દરરોજ આવજા કરે છે.

**વાંદરા**:—મુંબાઇ અને થાણાની વચ્ચે આવેલું થાણા જીલ્લાનું નાકું છે. અહીંઆ તમાકુની બીડી બનાવવાનાં કારખાનાં છે.

**વસઇ**:—બેટનું શહેર છે. ત્યાં પાન, શેરડી અને કેળાં થાય છે.

**માહિમ**:—તાલુકો છે ત્યાંનો હલવો બહુ સારો થાય છે.

**કલ્યાણ**:—ઘણું જુનું શહેર છે. ઇ, સ. ની ૧૪ મી સદીમાં મુસલમાનોએ તેનું નામ ઇસ્લામાબાદ રાખ્યું હતું. અહીંથી જી—આઇ. પી. રેલવેનો એક ફાંટો નાશક તરફ જાય છે.

**બોરીવલી**:—સ્ટેશન છે ને ત્યાંથી ૧॥ માઇલપર કેનેરી ગુફા આવેલી છે તે ઘણી જોવાલાયક છે.

થાણા જીલ્લાના લોકો ગુજરાતીને બદલે મરાઠી ભાષા બોલે છે. આપણા જીલાઓ કરતાં આ જીલો જુદો પડે છે. આંહીંના બ્રાહ્મણો ગુજરાતી માફક ઔદીચ્ય શ્રીમાળી તપોધન વિગેરે નહિં પણ ચિત્તપાવન અથવા કોકણુસ્થ કહેવાય છે. આ જીલ્લામાં ડાંગર ઘણી પાકે છે. ને કિનારા તરફના તાલુકામાં કેળાં, શેરડી, પાન, આદુ, નાળિએર વિગેરે થાય છે. 'આગાશી' માં સુકા કેળાં થાય છે. તેવાં બીજે ક્યાંઇ પણ થતાં નથી.

**ભાયંદર** અને વસાઇ ગામ આગળ મીઠું પકવવામાં આવે છે.

## એજન્સી.

ઉપર જણાવી ગયા મુજબ અંગ્રેજ સરકારનાં ખાલસા રાજ્ય [જીલ્લાઓ] સીવાય, તાબા નીચેના દેશી રાજ્યો (એજન્સીને સંસ્થાનો) છે. દરેક એજન્સિ ઉપર દેખરેખ રાખનાર અંગ્રેજ અમલદાર હોય છે તેને પોલિટિકલ એજંટ કહે છે. જો એજન્સિ નાની હોય તો તેને લગતા જીલ્લાના કલેકટરને પોલિ૦ એજંટ તરીકે નીમે છે. એવી નાની એજન્સિઓ ખંભાત, સુરત પંચમહાલ વિગેરે છે તેના ઉપરીઓ નજીકના જીલ્લાના કલેકટરો છે તે આગળ જણાશે. મોટી એજન્સિઓને માટે જુદા પોલિ૦ એ૦ નીમેલા છે. ને તેમનાપર ઉત્તર વિભાગનાં કમિશનર સાહેબની દેખરેખ હોય છે.

**પોલિટિકલ એજંટની ફરજઃ**—પો. એ. પોતાની એજન્સિના રાજાઓને દરેક પ્રકારની મદદ આપે છે. મહોમાંહેના ટંટાઓ પતાવી સલાહ શાંતિ રાખે છે. રાજ્યની હદ અને રાજકીય ખટપટોને યોગ્ય ન્યાય આપી સુલેહ સાચવે છે. એજન્સિના પોલિસ ખાતાની સંભાળ લે છે. અને કોઇ તાલુકદાર બાળકુંવર મુકીને મરી જાય તો તાલુકાની સંભાળ રાખે છે, ને કુંવરને પાળી પોષી ભણાવી. લાયક ઉમ્મરનો થતાં તેનો તાલુકો તેને પાછો સોંપે છે. તેમજ દેવાદાર થઇ ગયેલા રાજાનો તાલુકો પોતાના કબજામાં લેઇ તેને દેવામાંથી મુક્ત કરે છે.

પહેલાં અને બીજા વર્ગના સંસ્થાનોની બધી સતા રાજાઓના હાથમાં હોય છે. તેઓ પોતાની પ્રજામાં ખુન બદલ દેહાતદંડની સજા તેમજ ગમે તેટલી રકમોનોના લેણદેણના દાવા પણ ચુકવે છે. અર્થાત 'રાજા' તરીકેની તમામ સતા ભોગવી શકે છે. રાજાઓ રાજ્યના કામની સંભાળ રાખવાને પોતાનાથી ઉતરતા દરજ્જાનો મોટો અમલદાર નીમે છે. તે દીવાન [ પ્રધાન ]

કે મુખ્ય કારભારી કહેવાય છે. દીવાન રાજઆજ્ઞા મુજબ રાજ્યના તમામ કામોપર દેખરેખ રાખે છે. અને એજન્સિ તેમજ બીજા રાજાઓ સાથે પત્ર વ્યવહાર પણ કરી શકે છે.

ત્રીજા, ચોથા, અને પાંચમાં વર્ગવાળા રાજાઓને માજીસ્ટ્રેટ તરીકેને અનુક્રમે ઉતરતી સતા આપેલી હોય છે. ને તેમના કામો ઉપરની અપીલ પોલિટિકલ એજંટ સાંભળી શકે છે.

રાજા રાજાઓ આસપાસમાં લડે નહિ, પોતાની પ્રજાને કનડે નહિં. અનેક રાજકિય ખટપટોથી દ્વેષ અને વૈરનાં પંજામાં સપડાઇ પહેલાંના વખતની માફક લડીલડીને ખુવાર બને નહિં. તેને માટેજ એજન્સિઓ ઉપર પોલિટિકલ એજંટોના દેખરેખ મુકેલી છે.

## પાલણપુર એજન્સિ.

આ એજન્સિ ગુજરાતની ઉતરે અને કચ્છના રણની પૂર્વે આવેલી છે. આપણા અમદાવાદ જીલ્લાથી બમણી મોટી છે, ને તેમાં નાના મોટા રાજ્યો છે. પર્વત આરાવલી.

નદીઓ—અનાસ, ને સરસ્વતી.

**સંસ્થાનો:—**

મુસલમાનના:—પાલણપુર, રાધનપુર. વારાગાઈ, ને તેરવાડા.

રજપુતોના—થરાદ, વાવ, સુઇગામ, દેવદરને સાંતલપુર.

કોળીનાં:—ભાભરને કાંકરેજ.

**જાણવા લાયક સ્થળો:—**

૧ પાલણપુર:—આ એજન્સિનું સૌથી મોટું સંસ્થાન છે. રાજા મુસલમાન છે ને તે નવાબ કહેવાય છે. રાજધાની પાલણપુરમાં આં એજન્સિનો પોલિટિકલ એજંટ રહે છે. તથા વેપારનું મથક છે.

રાધનપુર—આ એજન્સિનું બીજા નંબરનું રાજ્ય છે રાજા મુસલમાન છે ને તે નવાબ કહેવાય છે. રાજધાની રાધનપુરમાં સુરોખાર નિપજે છે. તથા વેપારનું સ્થળ છે.

**સમી અને મુજપુર:**—એ રાધનપુર સંસ્થાનના મુખ્ય કસ્બા છે અને તેમાં કપાસ સારો થાય છે.

ડીસાઃ—પાલણપુરથી ૧૮ માઇલપર આવેલુ છે અને તેમાં અંગ્રેજી લશ્કરની છાવણી છે.

નિકાસઃ—અનાજ, સરસૈવ, સુરોખાર, તલ, કપાસને ચંપા તથા કેવડાનું અત્તર.

પાલણપુર અને રાધનપુરના રાજાઓને પહેલા વર્ગનો અધિકાર અને બાકીનાં સંસ્થાનોવાળાઓને યોગ્યતા મુજબ સતા આપેલી છે, આ એજન્સિમાં થળ સુંવાળના કુદરતી ભાગો આવેલાં છે. થળની જમીનમાં ડાંગર અને કપાસ બહુ સારાં થાય છે.

## મહીકાંઠા એજન્સિ.

આ એજન્સિ અમદાવાદ જીલ્લા જેવડી છે. અને ખેડા જીલ્લાની ઉત્તરે આવેલી છે. વસ્તી અમદાવાદ જીલ્લા જેવડી છે અને ખેડા જીલ્લાની ઉતરે આવેલી છે, વસ્તી અમદાવાદ જીલ્લાથી અડધી અને લોકો કોળી તથા ભીલ જાતિનાં છે ને જંગલી અવસ્થામા છે. અને એજન્સિમાં નાનાં મોટાં ૬૩ રાજ્યો આવેલા છે.

પર્વતોઃ—આબુ ને આરાસુર.

નદીઓઃ—સાબરમતી, હાથમતી, વાત્રક, મેશ્વો ને મહી.

તિર્થ સ્થળો—અંબાજી, શામળાજી અને ખેડબ્રહ્મા.

મુખ્ય સંસ્થાનોઃ—ઇડર, દાંતા પોળો માલપુર, માણસા મોહનપુર પેથાપુર, વડાલીને બાલુસણા વિગેરે.

જાણુવા લાયકઃસ્થળોઃ

ઇડરઃ—આ એજન્સિનું સૌથી મોટું સંસ્થાન છે, ને ભરૂચ જીલ્લા જેવડું છે. રાજા રાઠોડ રજપુત છે ને તે મહારાજા કહેવાયછે.

અમનગરઃ—[ હિંમતનગર ] એ ઇડર રાજ્યના તાબાનુ એક શહેર છે. અમદાવાદના અમદશાહ પાદશાહે ઇડરના રાજાને દાબમાં રાખવાને હાથમતી નદીને કિનારે કીલ્લો બંધાવી આ શહેર આજથી ૫૦૦ વરસ ઉપર વસાવ્યું હતું. તેમાં પથરાની ખાણો છે.

**દાંતાઃ**—આ સંસ્થાન અંબાજીમાતાનાં દેહરાં અને આરાસુરના પહાડને લીધે પ્રખ્યાત છે, દહેરાંની આવક રાજ્યમાં જમા થાય છે, રાજા પરમાર રજપૂત છે અને દાંતાના ડુંગરમાંથી આરસ પત્થર નીકળે છે.

**પેથાપુરઃ**—નાં છાયલ અને બંદુક વખણાય છે.

**મોહનપુર;**—તાલુકામાં અબરખની ખાણો છે.

**સાદરામાં:**—ગરાસીઆના કુંવરોને ભણવા માટે એક તાલુકદાર સ્કુલ છે.

**નિકાશઃ**—બાજરી, ઘઉં, ચણા, મકાઇ, કોદરા તલ, રૂ, ને લાકડા

આ એજન્સિના પોલિટિકલ એજંટ સાદરામાં રહે છે, ઇડરના રાજાને પહેલા વર્ગનો અને દાંતા તથા પોળોનાં રાજાને બીજા વર્ગનો અખત્યાર આપેલો છે. આ એજન્સિની ઘણીખરી જમીન ડુંગરાળી તથા જંગલોથી ભરપુર હોવાથી ખેતી બહુ સારી થતી નથી.

## રેવાકાંઠા એજન્સિ.

આ એજન્સિ ગુજરાતની પૂર્વ અને દક્ષિણે આવેલી છે. મહિકાંઠાથી દોઢગણી મોટી છે, તેમા નાનાં મોટા ૬૨ રાજ્યો છે, ને તે બધાં રેવા (નર્મદા) નદીના કિનારાપર આવેલાં છે જેથી રેવાકાંઠા એજન્સિ નામ પાડેલું છે,

**પર્વતોઃ**—રાજપીંપળા, વિંધ્યાચળ; ને સાતપુડા.

**નદીઓઃ**—મહી નર્મદા ને કરજેણ;

**મુખ્ય સંસ્થાનોઃ**—રાજપીંપળા, છોટાઉદેપુર, દેવગઢબારીઆ, લુણાંવાડા, સુંઠ ને વાડાશીનોર.

રાજપીંપળાનું રાજ્ય સૌથી મોટું છે, તેની રાજધાની **નાંદોદ** કરજેણ નદીપર આવેલું છે; તેમાં એક હાઇસ્કુલ છે. રાજા ગોહેલ

રજપૂત છે, તે 'મહારાણા' કહેવાય છે. નાંદોદથી અંકલેશ્વર અને મીયાગામ રેલવે જાય છે, ને આ રાજ્યમાં ઇમારતી લાકડાં પુષ્કળ થાય છે.

છોટાઉદેપુર—રાજધાની છોટાઉદેપુર છે, રાજા ચોહાણ રજપુત છે. તે '**મહારાવળ**' કહેવાય છે.

દેવગઢબારીઆ:—રાજધાની દેવગઢ છે. રાજા ચોહાણ રજપૂત છે. ને તે 'મહારાવળ' કહેવાય છે,

લુણાવાડા:—રાજા સોલંકી રજપુત છે ને તે મહારાણા કહેવાય છે.

સુંથ:—રાજા પરમાર રજપુત છે. ને રાજધાની સુંથ છે.

વાડાશિનોર:—રાજધાની વાડાશિનોર છે. રાજા મુસલમાન છે. ને તે 'નવાબ કહેવાય' છે.

નિકાશ:—ડાંગર, ઘઉં, મકઇ, તલ, શેરડી ને ઇમારતી લાકડા, ડુંગરમાંથી અકીક, આરસ, સફેદ ને લાલ પત્થર નિકળે છે. અને વાઘ ચિત્તા, રીંછ વીગેરે ભયંકર જાનવરો રહે છે. બધી જમીન ડુંગરાળી અને ઝાડીથી ભરપુર છે.

પંચમાહાલજીલ્લાના કલેકટર તે આ એજન્સિના પોલિટિકલ એજંટ કહેવાય છે અને તે ગોધરામાં રહે છે.

## સુરત એજન્સિ.

આ એજન્સિ સુરત જીલ્લાની અગ્નિકોણમાં લગોલગ છે. વાસદા, ધરમપુર અને સચીન એ ત્રણ રાજ્યો સુરત એજન્સિ તરીકે ઓળખાય છે અને સુરત જીલ્લામાં કલેકટર તે આ એજન્સિના પોલીટિકલ એજન્ટ છે.

સંસ્થાનો:—વાંસદા, ધરમપુર, સચીન ને ડાંગ.

વાંસદા:—રાજા સોલંકી રજપુત છે. અહીંથી બીલીમોરા

જવાની પાકી સડક છે. વાંસદાની ઉત્તરે ૬ માઈલ પર, દેવકી ઉનાઇ, નામે ઉનાપાપાણીનો કુંડ છે–કુંડનું પાણી આખું વરસ ઉનું રહે છે પણ જાત્રાને દિવસે નાવા જેવું ઠંડુ થઈ જાય છે. આ કુંડ આગળ '**બ્રિટીશ, ગાયકવાડી અને વાંસદા**' એ ત્રણે રાજ્યોની સરહદ મળે છે. અહીં દર વર્ષની ચૈત્રી પુનમે મેળો ભરાય છે ત્યારે એ ત્રણે રાજ્યનો બંદોબસ્ત રહે છે.

**ધરમપુર:**—આ રાજ્ય જુના વખતમાં 'રાંમનગરનું રાજ્ય' એ નામથી ઓળખાતું હતું રાજા સિસોદીયા રજપૂત છે, જંગલને લીધે હવા ખરાબ છે. ઇમારતી લાકડાનો વેપાર ચાલે છે. તેમજ નાશક જવાનો રસ્તો પણ છે.

**સચીન:**—રાજા હસબી મુસલમાન છે ને તે નવાબ કહેવાયછે

ડાંગ–ડાંગનું રાજ્ય તદન જંગલી પ્રદેશ છે. ને વસ્તી ભીલોની છે;

**નિકાશ**—ડાંગર, શેરડી, મહુડા, ઇમારતી લાકડાં અને ભીલ લોકો પોતાને સારૂં ડુંગરોપર જુવાર, બાજરી, ઘઉં ને બટાટા વાવી ખાય છે.

## પંચમહાલ એજન્સિ.

આ એજન્સિ પંચમહાલ જીલ્લાની દક્ષિણે આવેલી છે.

**મુખ્ય સંસ્થાન:**—નારૂકોટ છે, રાજા રજપુત છે. અને તે ઠાકોર કહેવાય છે.

**મુખ્ય શહેર:**—જાંબુઘોડા.

આ સંસ્થાનની દેખરેખ પંચમહાલ જીલ્લાના કલેકટર રાખે છે અને ઉપજનો અરધો ભાગ અંગ્રેજ સરકાર લે છે;

**નિકાશ:**—ફક્ત ઇમારતી લાકડાં.

## ખંભાત સંસ્થાન.

આ સંસ્થાન ખેડા જીલ્લાની પશ્ચિમે, ખંભાતના અખાતના ઉત્તરે, મહી અને સાબરમતી નદીની વચ્ચે આવેલું છે.

**મુખ્ય શહેર—ખંભાત,** ખંભાતના અખાતને કિનારે આવેલું છે. રાજા મોગલ જાતના મુસલમાન છે ને તે નવાબ કહેવાય છે. શહેરનું જુનું નામ 'સ્તંભાવતી' છે. પહેલાં તે ઘણું માતબર અને સમૃદ્ધિવાન શહેર હતું. હાલ ખંભાતથી દરીઓ પાંચ માઇલ દુરછે. અને ઘણોજ વેપાર બંધ પડી ગયોછે. ખંભાતબંદરેથી લેવાતી જકાતનો અડધો ભાગ અંગ્રેજ સરકાર લે છે મહી અને સાબરમતીનો કાંપ તેના મુખ આગળ અખાતમાં ઠરવાથી બંદર પુરાતું જાય છે. જેથી દરિયાઇ વેપાર મંદ પડતો જાય છે પરંતુ આણંદ જંગસનથી પેટલાદ થઇ એક ટ્રેન અહીં આવે છે જેથી રેલવે વ્યાપાર અને મુસાફરીની સગવડ ઠીકછે. ખંભાતની સુતરફેણી વખણાય છે. અને 'અકીક' નું કામ ઘણું સારૂં થતું જણાય છે.

ખેડાજીલ્લાનો કલેકટર જે ખંભાત સંસ્થાનનો પોલિટિકલ એજંટ છે ને તે ખેડામાં રહે છે.

## જવ્હાર સંસ્થાન.

આ સંસ્થાન થાણા જીલ્લાની અંદર કટારીના આકારે આવે છે. ક્ષેત્ર ફળ ૩૦૦ ચો—મૈલ અને વસતી ૦ાા લાખની છે. રાજા કોળીની જાતનો છે. વાંસદા રાજ્યની માફક તેમાં જંગલો અને ડુંગરો આવેલાં છે. થાણા જીલ્લાના કલેકટર તેજ આ સંસ્થાનના પોલિટિકલ એજંટ છે.

## દમણ અને દીવ.

**દમણ:**—એ ફીરંગી (પોર્તુગીઝ) લોકોનું સંસ્થાન સુરત

અને થાણા જીલ્લાની વચ્ચે આવેલું છે. તેમાં 'નગર હવેલી' નામનો બીજો તાલુકો પણ છે તે ઘણો ૪ળદ્રૂપ છે, તેની મુખ્ય પેદાશ, ડાંગર, ઘઉં ને તમાકુ છે.

**દીવ**—એ પણ ફીરંગી લોકોનો બેટ છે તે કાઠિયાવાડની દક્ષિણે આવેલો છે. ૨ માઇલ લાંબો અને ૨ માઈલ પહોળો છે. તેમાં ૮ ગામ છે. તે સૌમાં દીવ મોટું શહેર છે. ત્યાં સેંટપોલનું દેવળ છે. અને કચકડાનું તથા રંગાટી કામ બહુ સારૂં થાય છે.

દીવ અને દમણનો વહીવટ ચલાવવા માટે યુરોપખંડમાંના પોર્ટુગીઝ સરકારે એક ગવર્નર નીમેલો છે.

## કાઠિયાવાડ એજન્સિ.

૧ કાઠિયાવાડનું બીજું નામ 'સૌરાષ્ટ્ર' અથવા 'સોરઠ' છે.

૨ જુનાગઢ, દીવ, અને કોડીનારનો મુલક આજે પણ 'સોરઠ' કહેવાય છે.

૩ 'કાઠી' નામના રજપુતો આ ભાગમાં વસતા હતા તે ઉપરથીજ 'કાઠીયાવાડ' નામ પડેલું છે.

૪ કાઠિયાવાડની ત્રણે બાજુએ દરીઓ અને ફક્ત કચ્છના રણવાળા એકજ બાજુએ જમીન હોવાથી કાઠિયાવાડ 'દ્વિપકલ્પ' છે.

૫ આ દ્વિપકલ્પમાં (૧) ગાયકવાડી, અમરેલી, પ્રાંત ને ઓખા મંડળ, (૨) ફીરંગીનું દીવ. (૩) અંગ્રેજી ધંધુકા, તાલુકો અને ઘોઘાં મહાલ. (૪) અને તે ઉપરાત ૧૯૩ નાનાં મોટા રાજ્યો છે.

૬ ભાવનગર, પોરબંદર, ગોંડલ, ધ્રાંગધ્રા, મોરબી, અને નવાનગર, જુનાગઢ ને જાફરાબાદ એ આઠ પહેલાં વ-ર્ગનાં રાજ્યો છે. વાંકાનેર, પાલિતાણા, ધ્રોળ, લીંબડી,

રાજકોટ અને વઢવાણ એ છ બીજા વર્ગનાં રાજ્યો છે. અને બાકીના બધાં ત્રીજા, ચોથા, પાંચમાં, છઠ્ઠા, અને સાતમાં વર્ગનાં રાજ્યો છે. તેઓની સત્તા અનુક્રમે ઉતરતી હોય છે.

૭ કાઠિયાવાડનાં બધાં રાજ્યોની દેખરેખ માટે મુંબાઇના ગવર્નર તરફથી એક અમલદાર રાજકોટમાં રહે છે તે 'એજંટ ટુધી ગવર્નર' કહેવાય છે.

તેમના હાથ નીચે બીજા ચાર અમલદાર છે તેમને પોલિટિકલ એજંટ કહે છે. આખા કાઠિયાવાડના ચાર ભાગ પાડી દેઇ દરેક પો૦ એ૦ ના ચાર્જનો અકેકો પ્રાંત આપેલો છે. (૧) હાલાર; (૨) ઝાલાવાડ; (૩) ગોહિલવાડ. (૪) સોરઠ એ ચારે પ્રાંતોના જુદા જુદા પો૦ એ૦ છે.

૮ પર્વતો:—ગીર, ગીરનાર. બર્ડો, હાલાર, શેતરૂંજો.

૯ નદીઓ:—ભાદર, શેતરૂંજી, મચ્છુ વીગેરે.

૧૦ બંદરો:—દ્વારિકાં, પોરબંદર, વેરાવળ, દીવ, જાફરાબાદ ને ભાવનગર.

૧૧ બેટ:—દીવબેટ, નોરાબેટ, ને શંખોદ્ધાર.

૧૨ તિર્થસ્થળ:—દ્વારિકા, ગીરનાર, ને શંખોદ્ધાર તથા જૈન લોકોનું પાલીતાણા.

૧૩ લોકો:—સોલંકી, જાડેજા, પરમાર અને કાઠી રજપૂતો તથા મેમણ મીઆંણી વગેરે મુસલમાનો અને બીજી પરચુરણ જાતો

૧૪ ધંધો:—ખેતી, અતલસ, કીનખાબ, તથા સોનેરી કસબ કામનો અને ગુલાબ, કંકુ, મીઠું વિગેરે બનાવવાનો.

૧૫ કાઠિયાવાડની અંદર આવેલા અમરેલી પ્રાંત અને ઓખામંડળનું વર્ણન આગળ ગાયકવાડી રાજ્યમાં આવશે.

## હાલાર પ્રાંત.

આ પ્રાંત કચ્છના અખાતથી દક્ષિણે અને અરબી સમુદ્રની પૂર્વમાં આવેલો છે. આ પ્રાંત અસલ **જામ હાલાજીએ** જીત્યો હોય તે ઉપરથી તેનું નામ હાલાર પાડેલું છે.

**પર્વત બર્ડો** અને **ચોટીલા.** બર્ડોનાં ડુંગરોમાં વાંસ થાય છે.

**નદીઓ**—મચ્છુ, આજી, ઉંડ, અને ગોંડળી.

**મુખ્ય સંસ્થાનો**—**નવાનગર, ગોંડળ,** અને **મોરબી,** એ ત્રણ પહેલા વર્ગનાં તથા **વાંકાનેર, ધ્રોળ,** અને **રાજકોટ,** એ ત્રણ બીજા વર્ગનાં છે.

નવાનગરનું રાજ્ય, અમદાવાદ જીલ્લા જેવડું છે પણ વસ્તી તેનાથી ૦॥ છે. રાજધાની નવાનગર કંકુ તથા રેશમી અને કસબી ભરત કામને માટે પ્રખ્યાત છે. રાજાને જામ કહે છે. તેથી નવાનગરને પણ જામનગર કહે છે આ રાજ્યની હદમાંથી **મોતી** નીકળે છે. અને બર્ડો પર્વતમાંથી **આરસ** તથા લોખંડ નીકળે છે. આ રાજ્યનું '**ખંભાળીઆ**' ગામ છે. તેમાંથી **તાંબુ** નીકળે છે. અને **લાયા, જોડીઆ,** મોટાં બંદરો છે અને '**બાલાચડી**' હવા ખાવાનું સ્થળ છે.

**ગોંડળ રાજ્ય:**—એ ગોંડળી નદીને કાંઠે છે. ખંભાતના રાજ્યથી ત્રણગણું અને વસ્તીમાં બમણું છે. રાજા જાડેજા રજપુત છે. અને તે ઠાકોર કહેવાય છે રાજધાની ગોંડળમાં **ગરાશીઆ** કોલેજ જોવા જેવી છે. અને આ રાજ્યનું ધોરાજી શહેર મોટું વેપારી મથક છે.

**મોરબીનું રાજ્ય—મોરબી** મચ્છુ નદીને કાંઠે છે. રાજા જાડેજા રજપૂત છે. અને રાજ્ય ખંભાતથી અઢીગણું છે. મચ્છુ નદી પરનો ઝોલાપુલ જોવા લાયક છે. મોરબીનાં **ત્રાંબા પિત્તળનાં**

વાસણો બહુ સારા થાય છે. મોરબીથી વવાણીઆ, બંદર સુધી **ટ્રામવે** છે. વવાણીયા બંદર કચ્છના અખાત ઉપર આવેલું છે.

બીજા વર્ગના રાજ્યોમાં **વાંકાનેર** અને ધ્રોળ તથા **રાજકોટ** છે.

**રાજકોટ**—આજી નદીના કિનારાપર આવેલું છે તેમાં રાજ-કુમાર કોલેજ તથા જ્યુબિલીનું સંગ્રહસ્થાન જોવા લાયક છે. કાઠિયાવાડના **એજંટ ટુધી ગવર્નર** અહીં રહે છે. અને શહેરની પશ્ચિમ બાજુએ **કાંપ** છે.

**નિકાશ**—બાજરી, જુવાર, ઘઉં, ને શેરડી.

**ખનીજો**—તાંબુ, આરસ, ને લોખંડ.

**વાંકાનેર**—એ મચ્છુ નદી ઉપર આવેલું છે. નદીના વાંક ઉપર વાંકી બાંધણીનું શહેર હોવાથી તેને 'વાંકુનગર' કે **વાંકાનેર** કહે છે.

---

## ઝાલાવાડ.

આ પ્રાંત હાલારની પૂર્વે તથા કાઠિયાવાડની ઉત્તરે અને કચ્છના રણની ઘણીજ પાસે આવેલો છે. અને આ પ્રાંતમાં ઘણાં ખરા સંસ્થાનો ઝાલા રજપુતોનાં હોવાથી તે ઝાલાવાડ કહેવાય છે.

**મુખ્ય પર્વતઃ**—ચોટીલો તેમાંથી ભોગાવો અને શુકભાદર વિગેરે નદીઓ નીકળે છે.

**મુખ્ય નદીઓઃ**—શુકભાદર, મચ્છુ, લીંબડીનો ભોગાવોને વઢવાણનો ભોગાવો.

**મુખ્ય સંસ્થાનો.**

૧ **ધ્રાંગધ્રા.** ... ... પહેલા વર્ગનું.

૨ વઢવાણ. }
૩ લીંબડી. } ... ... ... બીજા વર્ગના

૪ લખતર, સાયલા ને ચુડા. ત્રીજા વર્ગના.

**ધ્રાંગધ્રાઃ**—ફલકાનદીને કાંઠે છે તેના રાજાને 'રાજ' કહે છે પહેલાં ધ્રાંગધ્રા રાજની રાજગાદી **હળવદમાં** હતી, ધ્રાંગધ્રાના **પત્થરો** વખણાય છે.

**લીંબડીઃ**—ભોગાવો નદીને કાંઠે છે ત્યાં સોપારી કાતરવાની સુડીઓ સારી થાય છે.

**વઢવાણઃ**—રેલવે જંકશન છે. શહેરથી ત્રણ મૈલપર કાંપ છે ઝાલાવાડના પોલિટિકલ એજંટ અહીં રહે છે. રેલવે વેપાર સારો ચાલે છે. અને તાલુકદારોના કુંવરોને ભણવાની ગરાસીઆ સ્કુલ છે.

લખતરઃ ..એનું બીજું નામ **થાન** છે ત્યાંનાં માટીનાં વાસણ બહુ સારાં થાય છે.

**ચુડાઃ**—નાં હવાપાણી બહુ સારાં છે. અને લોઢાના દેશી કાંટા બહુ સારા બને છે.

**મુળીઃ**—માં સ્વામીનારાયણનું મોટું મંદીર છે.

**નિકાસઃ**—જવ, ઘઉં, જુવાર, ને બાજરી.

## ગોહિલવાડ.

આ પ્રાંત કાઠિયાવાડના દક્ષિણ ભાગમાં આવેલો છે અને ગોહિલનામના રજપુતોનાં રાજ્યો હોવાથી તેનું નામ ગોહિલવાડ પાડેલું છે **ભાલ. વાળાક, અને ખારાપાટના** કુદરતી ભાગ તેમાં આવેલા

જમીન કાળી ને ફળદ્રુપ છે.

**વાળાક-ગીર મુખ્ય પર્વતઃ**-વાળાકગીર, તેના ઉત્તર ભાગને

શેત્રુંજો અને દક્ષિણ ભાગને મોરધાર કહે છે શેત્રુંજા ઉપર શ્રાવક-લોકોનાં ઘણાં દેરાસરો છે. ને મોટી જાત્રાઓ ભરાય છે.

**મુખ્ય નદીઓ:**-શેત્રુંજી, ને ઘેલો કાળુભાર ઘેલો નદી ગઢડા પાસે થઇને વહે છે તેથી સ્વામીનારાયણના પંથવાળા તેને ગંગાની માફક પવિત્ર માને છે. કાળુભાર નદી ભાવનગર પાસે દરીઆને મળતાં તેનું મુખ પહોળું થઇ જાય છે. જેથી તેને ભાવનગરની ખાડી પણ કહેવાય છે.

**મુખ્ય સંસ્થાનો.**

**ભાવનગર:**—પહેલાં વર્ગનું.

**પાલીતાણા:**—બીજા વર્ગનું.

**વળા અને જસદણ:**—ત્રીજા વર્ગનાં.

ભાવનગર રાજ્ય ગોંડળથી અઢી ગણું છે અને વસ્તી તેનાથી ત્રણ ગણી છે! રાજધાની **ભાવનગર** ઇ. સ. ૧૭૪૧ માં મહારાજા ભાવસીંહજીએ વસાવ્યું હતું. વેપાર અને વસ્તીમાં આખા કાઠિયાવાડમાં પહેલો નંબર ભોગવતું, મોટું; અને સુંદર શહેર છે. ખંભાતના કિનારાપરનું મોટું બંદર તથા રેલવે સ્ટેશન પણ છે. રાજકર્તા મહારાજા કહેવાય છે. તેમાં એક મહાવિદ્યાલય ( આર્ટસ કોલેજ ) અને એક હાઇસ્કુલ તથા મીલ પણ છે અને આ રાજ્યની જમીન કાળી હોવાથી કપાસ બહુ સારો થાય છે.

**શીહોર:**—ભાવનગર રાજ્યનું એક શહેર છે. તેમાં તાંબા પિતળનાં વાસણો સારા થાય છે.

**મહુવા:**—અરબી સમુદ્રને કિનારે બંદર છે. તેમાં હાથીદાંતની કારીગરી તથા લાકડાનાં રમકડાં સારા થાય છે.

**કુંડલા:**—એમાં લોઢાનો સામાન સારો થાય છે.

**ગઢડા:**—સ્વામીનારાયણના ધર્મનું મોટામાં મોટું ધામ ઘેલો નદી ઉપર છે.

**પાલીતાણાનું રાજ્ય:**—શેતરૂંજાના ડુંગરોને લીધે પ્રખ્યાત છે અને જૈન લોકોનું તિર્થસ્થળ છે.

વળા:—પાસે વલ્લભિપુર શહેરનાં ખંડેરો છે.

જસદણ:—એ કાઠી દરબારનો મોટો તાલુકો છે.

આ પ્રાંતના પોલીટિકલ એજંટ 'સોનગઢ'માં રહે છે.

નિકાશ:—બાજરી, ઘઉં કપાસ ને શેરડી.

---

## સોરઠ.

આ પ્રાંત કાઠિયાવાડથી દક્ષિણે અને અરબ્બી સમુદ્રની અડો-અડ આવેલો છે.

**મુખ્ય પર્વતો:**—ગીરનાર અને ગીર.

ગીરનાર ઉપર અંબાજી, ગુરૂદત્તાત્રય, અને ગોરખનાથ એ હિંદુઓના જાત્રાનાં ઠેકાણાં છે.

નેમનાથ એ શ્રાવક લોકોનું, અને દાતાર એ મુસલમાન લોકોનુ જાત્રાનું ઠેકાણું છે.

ગીર એમાં તુળસી શ્યામના પાણીના કુંડ છે અને જાત્રાનુ ઠેકાણું છે. ગીરના જંગલોમાં વાઘ, ચિત્તા વિગેરે જંગલી જનાવરો થાય છે.

**મુખ્ય નદીઓ:**—ભાદર અને ઓઝત.

ભાદર નદી આખા કાઠિયાવાડની બધી નદીઓ કરતાં મોટી છે અને ધંધુકા તાલુકામાં પણ તે પ્રસરેલી છે.

**મુખ્ય સંસ્થાનો.**

જુનાગઢ<br>પોરબંદર } પહેલા વર્ગના<br>જાફરાબાદ

માણસા:—ત્રીજા વર્ગનું

જેતપુર:—ચોથા વર્ગનું.

જુનાગઢ:—એ ગીરનારની પશ્ચિમે સુંદર શહેર છે રાજા બાબી કુળનો મુસલમાન છે. ને તે નવાબ કહેવાય છે શહેરની પૂર્વ તરફ જુનો કિલ્લો કે જેને ઉપરકોટ કહે છે તે રાજ્યમહેલ, બહાઉદ્દીન કૉલેજ, અને મકબરો જોવા જેવાં છે, અહીંના નવાબ કાઠિયાવાડના ઘણાંખરા રાજાઓ પાસેથી ખંડણી લે છે.

વેરાવળ:—અરબી સમુદ્રપર મોટું બંદર છે.

પાટણ:—એને પ્રભાસપાટણ કહે છે ત્યાં સોમનાથ મહાદેવનું પ્રસિદ્ધ દહેરૂં છે.

પોરબંદર—મોટું બંદર છે. શ્રીકૃષ્ણના મિત્ર સુદામાજીનું ત્યાં પ્રસિદ્ધ મંદિર છે. તેથી તે સુદામાપુરી પણ કહેવાય છે પોરબંદરના પત્થર અને ઘી પરદેશ જાય છે.

જાફરાબાદ—મોટું બંદર છે તે મુંબઇની દક્ષિણે આવેલા જંજીરા સંસ્થાનના તાબામાં છે. અહીંનું ઘી વખણાય છે.

બાંટવા:—બાબીનો મુસલમાનનો તાલુકો છે.

જેતપુર:—કાઠી દરબારનો મોટો તાલુકો છે.

જેતલસરમાં આ પ્રાંતના પોલિટિકલ એજંટ છે.

બગસરા:—એમાં દેશી રંગાટ ને વણાટકામ સારૂં થાય છે.

નિકાશ:—બાજરી જુવાર ઘઉં, ચણા, શેરડી, અને ગીરમાંથી ઘી, મધ અને મીણ આવે છે.

## ગાયકવાડનું રાજ્ય.

આ રાજ્ય ગુજરાતમાં બધાં દેશી રાજ્યો કરતાં મોટું છે. પરંતુ એક જથ્થામાં નથી ગુજરાતના મધ્ય ઉત્તર ભાગમાં અને કાઠીયાવાડમાં છુટું છવાયું આવેલું છે. બધા ગાયકવાડી મુલકના અધિપતિ રાજાને '**મહારાજા ગાયકવાડ સરકાર**' કે '**શ્રીમંત ગાયકવાડ સરકાર**' '**સીયાજીરાવ**' ગાયકવાડી રાજ્યના રાજા છે. તેમની રાજધાની વડોદરા છે. તેઓ નામદાર ગુજરાતનાં ઘણાં સંસ્થાંનો પાસેથી અંગ્રેજ સરકાર મારફતે ખંડણી લે છે; અને અંગ્રેજ સરકાર તરફથી એક અંગ્રેજ 'રેસિડેન્ટ' મહારાજા ને સલાહ આપવા તથા મદદ કરવા સારૂ રાજધાની વડોદરામાં રહે છે.

આ રાજ્યનો વિસ્તાર ૮૨૦૦ ચો. મૈલ છે. રાજ્યમાં ૩૦૦૦ ગામ છે અને આશરે વીસ લાખ માણસોની વસ્તી છે.

આ રાજ્યની બધી સત્તા શ્રીમંત મહારાજા 'શિયાજીરાવ ગાયકવાડ સરકારના હાથમાં છે. તેમના હાથ નીચે રાજકારભાર ચલાવવાને માટે **દિવાન** કે પ્રધાન નીમેલા છે. **દિવાન સાહેબ** રાજ્યનાં સઘળાં ખાતાઓ ઉપર દેખરેખ રાખે છે આખા રાજ્યના ચાલુ **પ્રાંત ( જીલ્લા )** ઠરાવ્યા છે. અને અંગ્રેજ સરકારના ખાલસા રાજ્યની માફક દરેક પ્રાંતમાં મહેસુલ ઉઘરાવવા માટે **સુબા**, ન્યાય કરનાર જડજ, સુલેહ સાચવનાર **પોલીસસુબા**, દવાખાના માટે **સિવિલસરજન** કેળવણી ખાતાના ઇન્સપેકટરો, એ મુખ્ય અમલદારો નીમેલા હોય છે.

પ્રાંતનો **સુબો** તે આપણા જીલ્લાના કલેકટરની બરાબર, પ્રાંતને દરેક મહાલનો **વહિવટદાર** તે મામલતદારની બરાબર અને મામદા

તલાટી તથા મુખી હોય છે. પ્રાંતના સુબાઓના ઉપરીને **સરસુબા** કહે છે. તેનો દરજ્જો કમિશ્નરના જેવો હોય છે, અને તે આખા રાજ્યના વસુલાત ખાતાની સંભાળ રાખે છે. આખા રાજ્યની મુખ્ય અદાલત વડોદરામાં છે તેને **વરીષ્ટ કોર્ટ** કહે છે અને તેના અધિકારીઓ **સરન્યાયાધીશ** કહેવાય છે.

નામદાર ગાયકવાડ સરકારે પોતાની પ્રજાની આબાદાની દિન પ્રતિદિન વધારવાને માટે સખ્ત પ્રયાસો કરે છે. તેમણે આખા રાજ્યમાં '**ફરજીયાત**' **કેળવણીની પ્રથા** દાખલ કરી છે. ભણનાર વિદ્યાર્થીઓની કંઇ પણ ફી લેવામાં આવતી નથી. મોટાં શહેરોમાં હાઇસ્કુલો અને હુન્નરશાળાઓ કાઢી અનેક બાળકોને તેનો મફત લાભ આપે છે. વળી સાંભળવામાં આવ્યું છે કે તેમણે પોતાની રૈયત **સ્વરાજ્યનો હક** આપ્યો છે.

**વડોદરા પ્રાંત, કડી પ્રાંત, નવસારી પ્રાંત** અને **અમરેલી પ્રાંત** એમ આખા રાજ્યના ચાર વિભાગ કરેલા છે.

---

## વડોદરા પ્રાંત.

આ પ્રાંત ભરૂચ જીલ્લાની પૂર્વે અને ખેડા તથા પંચમહાલ જીલ્લાની દક્ષિણે આવેલો છે.

**નદીઓ**—નર્મદા, મહી, વિશ્વામિત્રી, ને ઢાઢર.

**શહેરો**—વડોદરા, ડભોઇ, પેટલાદ, સોજીત્રા, ચાણોદ વિગેરે.

**વડોદરા**—આ પ્રાંતની રાજધાનીનું શહેર વિશ્વામિત્રી નદી ઉપર આવેલું છે. ભપકાબંધ અને ભવ્ય મકાનો શહેરની શોભામાં વધારો કરે છે. ગાયકવાડ સરકારનો રાજમહેલ '**લક્ષ્મીવિલાસ**' અને '**કલાભવન**' નામની હુન્નરશાળા જોવા લાયક છે. વડોદરાનો

હુન્નર ઉદ્યોગ દિનપ્રતિદિન વધતો જાય છે. દશ મેલ ઉપરથી નળ લાવી શહેરમાં પાણી પુરૂં પાડયું છે.

ડભોઇ—આ શહેરનો કિલ્લો જોવા લાયક છે.

પેટલાદ અને સોજીત્રામાં **દેશી** કાપડ સારૂં થાય છે.

ચાણોદઃ—નર્મદા (રેવા) નદીને કાંઠે **તિર્થસ્થળ** છે.

આ પ્રાંતની જમીન સપાટ છે પહાડો અને ડુંગરો જોવામાં આવતા નથી. ફક્ત પૂર્વ ભાગમાં છુટા છવાયા ડુંગરા છે **બોમ્બેબરોડા રેલવેથી** આ પ્રાંતની મુસાફરીની અને વેપારની સગવડ સારી છે.

નિકાશ—અનાજ, તમાકુ, તુવેર ને કઠોળ.

---

## કડી પ્રાંત.

આ પ્રાંત અમદાવાદ જીલ્લાના ઉત્તર ભાગમાં આવેલો છે.

**નદીઓઃ**—સરસ્વતી, સાબરમતી, ને વાત્રક.

**શહેરોઃ**—પાટણ, કડી, સિદ્ધપુર, વિસનગર, વગડનગર મહેસાણા મોઢેરા ને વિજાપુર.

**પાટણઃ**—કડી પ્રાંતનું સૌથી મોટું ને પુરાણું શહેર છે. વનરાજ ચાવડાનું વસાવેલું અહિલપુર પાટણ તે આજ પાટણનાં પટોળાં ને માટીના વાસણો વખણાય છે.

કડીનાઃ—**બળદો** વખણાય છે.

**સિદ્ધપુરઃ**—સરસ્તીને તીરે હિંદુઓનું તિર્થ સ્થળ છે અને આસ્તિક હિંદુઓ અહીં **માતૃશ્રાદ્ધ** કરાવી આપણી માતાઓ સ્વર્ગે ગઇ એમ માની આનંદ પામે છે. **રૂદ્રમાળનું** ખંડેર અહીં છે.

**વિસનગરનાં**—**તાંબા પિત્તળનાં** વાસણોને **હળદર** વખણાયછે.

**વડનગરઃ**—નાં વાજીંત્રો સારાં થાય છે.

**મહેસાણા**:--રેલવે જંકશન છે.

**મોઢેરા**:--મા લોઢાના કામ સારાં થાય છે અને **કરૂણાસાગર** તળાવ જોવા લાયક છે.

**વિજાપુર**:—માં અફીણ સારૂં થાય છે.

આ પ્રાંત ગાયકવાડી રાજ્યના ચારે પ્રાંતોમાં સૌથી મોટો છે. **થળ ચુંવાળ**, અને **વઢીઆરના** કુદરતી વિભાગો આ પ્રાંતમાં આવેલા છે અને તેના બધા મહાલોમાં રેલવે હોવાથી મુસાફરી અને વેપારી અનુકુળતા સારી છે,

## નવસારી પ્રાંત.

**નદીઓ** તાપી, પૂર્ણા, ને અંબિકા.

**શહેરો** નવસારી. ગણદેવી, બીલીમોરા, વ્યારાને સોનગઢ.

**નવસારી**--આ પ્રાંતનું મુખ્ય શહેર છે. આપણા દેશમાં આવવાને માટે **પારસી** લોકો પહેલ પહેલાં અહીં ઉતર્યા હતાં જેથી હાલ પણ ત્યાં પારસીઓની વસ્તી વધારે છે.

**ગણદેવી**--નો ગોળ વખણાય છે. અહીં તથા નવસારી મહાલમાં શેરડી. આંબા, અનનાસ, ફણસ, વિગેરે મેવો પુષ્કળ થાય છે.

**બીલીમોરા**—એક નાનકડું બંદર છે.

વ્યારા ને **સોનગઢમાં** ગાયકવાડ સરકારે **વસતિગૃહશાળાઓ** (બોડીંગ સ્કુલો) હલકી જાતિના લોકોને માટે કાઢેલી છે. અને ત્યાં તેમને મફત શિક્ષણ આપવામાં આવે છે.

વળી આ વ્યારાને સોનગઢ મહાલ જંગલમાં હોહાથી મહુડા અને ઇમારતી લાકડાં સારાં થાય છે. અને મુંબાઇ જતી રેલવે સિવાય **ટાપ્ટીવેલી** રેલવે આ મહાલો આગળ થઇને જાય છે જેથી વેપારને લાભ થાય.

## અમરેલી પ્રાંત.

કાઠિયાવાડની અંદર ગાયકવાડ સરકારનો જે છુટો છવાડો મુલક છે તેનો આ **અમરેલી** પ્રાંત બનાવ્યો છે.

**નદીઓ**:—શેત્રંજી, સોમત, ને શીંગવડો.

**મુખ્ય મહાલ**:—અમરેલી, ધારી, કોડીનાર, દામનગર ને ઓખામંડળ.

**મુખ્ય શહેરો**:—અમરેલી, ધારી, કોડીનાર, દામનગર દ્વારિકા અને શંખોદ્ધાર વિગેરે.

અમરેલીનું વણાટ કામ તથા રંગાટકામ સારૂં થાય છે ધારીમાં ગાયકવાડ સરકારની **લશ્કરી છાવણી** છે.

**દ્વારીકાં**—પ્રાચીન કાળનું ભગવાન **શ્રી કૃષ્ણનું** મહાન્ લીલા ક્ષેત્ર છે હાલ હિંદુઓનું તિર્થસ્થળ છે ને ત્યાં રણછોડજીનું મોટું ધામ છે.

**શંખોદ્ધારઃ**—કચ્છના અખાતમાં બેટ છે અને હિંદુઓનું તિર્થ સ્થળ છે.

ખીજડીઆથી અમરેલી અને ધારી સુધી નવી રેલવે થઇ છે.

**નિકાશ**, જુવાર, બાજરી, શેરડી ને કપાસ.

### નદીઓનાં મૂળ.

**આબુ પર્વતમાંથી નીકળતી નદીઓ.**

બનાસ, સરસ્વતી, સાબરમતિ, હાથમતિને વાત્રક વિગેરે.

**સાતપુડા પર્વતમાંથીઃ**—તાપી, નર્મદા અંબિકા વિગેરે.

માળવાના ડુંગરોમાંથી:—મહી નદી.
રાજપીપળાના ડુંગરોમાંથી:—વિશ્વામિત્રીને ઢાઢર.
શેત્રુંજામાંથી:—બગડ ને શેત્રુંજી.
ચોટીલામાંથી:—ભોગાવો, ભાદર, ઉતાવળી મચ્છુ, ને ઘેલો.
પાવાગઢના ડુંગરમાંથી:—ઢાઢર નદી નીકળે છે.

## નદીઓનાં મુખ.

**કચ્છનારણને મળનારી નદીઓ.**

બનાસ, સરસ્વતી, ફલકુ, મચ્છુ, બાંભણુ વિગેરે.

**કચ્છના અખાતને મળનારી.**

ઉંડ, રંગમતી, રમાવતી, વિગેરે.

**ખંભાતના અખાતને મળનારી.**

સાબરમતી, મહી, નર્મદા, તાપી, ઢાઢર, અંબિકા, પૂર્ણા, ઔરંગા દમણગંગા વિગેરે.

**અરબી સમૂદ્રને મળનારી.**

ભાદર, શીંગવડો, રૂપેણ વિગેરે.

---

## બે નામના ગામો.

| | |
|---|---|
| કાઠીઆવાડ=સૌરાષ્ટ્ર, સોરઠ. | અમદાવાદ=રાજનગર. |
| શેત્રુંજો=સિદ્ધાચલ. | ભરૂચ=ભ્રગુકચ્છ. |
| વઢવાણ=વર્ધમાનપુરી. | નર્મદા+રેવાજી, |
| જામનગર=નવાનગર. | પાવાગઢ=પવનગઢ. |
| પોરબંદર=સુદામાપુરી, | પ્રભાસપાટણ=સોમનાથપાટણ. |

## નકશામાં પુછવાના કક્કાવાર સ્થળો.

અમદાવાદ,
અંકલેશ્વર
અમનગર
ઔરંગા.
અંબીકા
આમોદ
આંબલીઆળા
સાણંદ
આબુ
**અરબી સમુદ્ર**
ઇડર
ઉમરેઠ
ઓરપાડ
કપડવંજ
કડી
કલોલ
કાંકરેજ
ખંભાત
ખારાઘોડા
ખેડા
**ખંભાળીઆ**
ગણદેવી
ગોધરા
ગોંડલ
**ગિરનાર**
ઘોઘા
**ઘોડાસર**
ચાંપાનેર

ચીખલી
ચોરવડોદરા
ચોટીલા
ચાણોદ
છોટાઉદેપુર
જામનગર
જુનાગઢ
જાફરાબાદ
જાંબુઘોડા
જંબુસર
ઝાલોદ
ઝીંઝુવાડા
ઝાલાવાડ
ટંકારીઆ
ઠાસરા
ડીસા
ડાકોર
ડભોઇ
ઢાઢર
તાપી
તુળસીશ્યામ
થરાદ
દ્વારિકાં
દીવ
દાંતા
દમણ
દેવગઢ
દાહોદ

ધોરાજી
ધ્રોળ
ધોલેરા
ધ્રાંગધ્રા
ધંધુકા
ધોળકા
**ધરમપુર**
નર્મદા
નડીઆદ
નવાનગર
નવસારી
**નાંદોદ**
પ્રાતિજ
પાટડી
પાલીતાણા
પાલણપુર
પાટણ
પારનેરા
**પોરબંદર**
ફલકુ
બારડોલી
બનાસ
બીલીમોરા
બર્ડો
બગસરા
બારીઆ
બીલખા
ભાવનગર

ભાદર
ભીમનાથ
**ભરૂચ**
મોરબી
મુળી
મચ્છુ
માણસા
માતર
મહી
માંડવી
માંગરોલ
મહેમદાવાદ
**મેશ્વો**
રાજકોટ
રાણપુર
રાધનપુર
રેવાજી
રાજનગર
**રાંદેર**
લુણાવાડા
લીંબડી
લખતર
લાઠી
વડોદરા
વિશ્વામિત્રી
વાડાસીનોર
વિસનગર

| | | | |
|---|---|---|---|
| વીરમગામ | શેત્રુંજો | સિદ્ધપુર | હાથમતી |
| વલસાડ | શીહોર | સાદરા | હાંસોત |
| વાંકાનેર | સાબરમતી | સુઇગામ | હાલોલ |
| વેરાવળ | સરસ્વતી | સુરત | હાલાર |
| શરોઇ | સાતપુડા | સુંથ | હલવદ |
| શેઢી | સાણંદ | સચીન | |

# ત્રીજા ધોરણને ઉપયોગી કોષ્ટકો.

**૧ સાધારણ તોલનું કોષ્ટક.**

૪ાા પૈસાભાર=૧ અધોળ.

૨ાા રૂા. ભાર=૧ અધોળ.

૨ અધોળે=૧ નવટાંક.

૨ નવટાંકે=૧ પાશેર.

૨ પાશેરે=અચ્છેર.

૪ પાશેરે=શેર,

૧૦ શેર=૧ તોલુ.

૪૦ શેરે=૧ મણુ.

૫ મણુ=૧ કોથળો.

૬ાા મણુનો=૧ પલ્લો.

૧૨ મણુ=૧ માણી.

૧૬ મણુ=૧ કળશી.

૨૦ મણુ=૧ ખાંડી.

૩૦ મણુ=૧ ગાડી.

૩૨ મણુ=૧ બેડીઉ.

૫૦ મણુ=૧ મુંડો.

**૨ સોનારૂપાના તોલનું કોષ્ટક.**

૬ ચોખાભાર=૧ રતી.

૩ રતી=૧ વાલ.

૧૬ વાલ=૧ ગદિઆણો.

૨ ગદિ=૧ તોલો.

૯૬ રતિ=૧ તોલો.

૩૨ વાલ=૧ તોલો.

૧૨ માસા=૧ તોલો.

૮ રતિ=૧ માસો.

**૩ વિલાયતમાં ચાલતા નાણાનું.**

૪ ફાર્ધિંગ=૧ પેની.

૧૨ પેની=૧ શીલીંગ.

૨૦ શીલીંગ=૧ પૌંડ

૨૧ શીલીંગ=૧ ગીની.

૫ શીલીંગ=૧ ક્રૌન.

૪ ક્રૌન=૧ પૌંડ.

**૪ લીલાવતી પ્રમાણે અંતર ભરવાનું કોષ્ટક.**

૮ આડાજવ=૧ આંગળ.
૪ આંગળ=૧ મૂઠી.
૩ મૂઠી=૧ વેંત.
૨ વેંત=૧ હાથ.
૪ હાથ=૧ દંડ,
૨૦૦૦ દંડ=૧ ગાઉ. (કોશ).
૪ ગાઉ=૧ યોજન. (જોજન).

**૫ અંતર માપવાનું:**

૧૨ ઇંચ=૧ ફુટ.
૩ ફુટ=૧ વાર. (યાર્ડ).
૧॥ ગજ=૧ વાર.
૧ ઇંચ=૧ તસુ. (લગભગ).

**૬ લુગડાં લાકડાં માપવાનું.**

૨ આંગળ=૧ તસુ.
૨૪ તસુ=૧ ગજ.
૧॥ ગજ=૧ વાર.
૩૬ તસુ=૧ વાર.
૭૨ આંગળ=૧ વાર.
૧ તસુ=૧ ઇંચ. (લગભગ).

**૭ અંતર માપવાનું.**

૩ બાર્લીકાર્ન્સ=૧ ઇંચ.
૧૨ ઇંચ×૧ ફુટ.
૩ ફુટ=૧ યાર્ડ.
૫॥ યાર્ડ=૧ પોલ.
૪૦ પોલ=૧ ફર્લાંગ.
૮ ફર્લાંગ=૧ મૈલ.
૩ માઇલ=૧ લીગ.
૫૨૮૦ ફુટ=૧ માઇલ,
૧૭૬૦ યાર્ડ=૧ માઇલ.

**૮ (કાગળ લેવામાં)**

૨૪ તાવ=૧ ધા. (દસ્તો).
૨૦ ધા=૧ રીમ.

**૯ ગણતરીથી લેવાની ચીજો.**

૧૨ નંગ=૧ ડઝન.
૧૨ ડઝન=૧ ગ્રોસ.
૨૦ નંગ=કોડી.

**કાળદર્શક ઇંગ્રેજી.**

૬૦ સેંકડે=૧ મિનિટ.
૬૦ મિનિટ=૧ (કલાક.)
૨૪ (કલાક)=૧ દિવસ.
૭ દિવસ=૧ અઠવાડીઉં.
૪ અઠવાડિયાં=૧ માસ.
૧૨ માસ=૧ વરસ.
૩૬૫। દિવસ=૧ સૌર વર્ષ.

## કાળદર્શક ગુજરાતી.

૬૦ વિપળ=૧ પળ.
૬૦ પળ=૧ ઘડી.
૭॥ ઘડી=૧ પહોર.
૮ પહોર=૧ રાત્રિ દિવસ.
૭ દિવસ=૧ અઠવાડિઉં.
૧૫ તિથી=૧ પખવાડીઉં.

| | |
|---|---|
| ૩૦ દિવસ અગર ૨૯॥ દિવસનો | =૧ ચંદ્રમાસ |
| ૧૨ ચંદ્રમાસ અ૦ ૩૫૪ દિવસ. | =૧ ચંદ્રવર્ષ. |

## ઇંગ્રેજી ચોરસમાપ.

૧૪૪ ચોરસ ઇંચ=૧ ચોરસ ફુટ.
૯ ચોરસ ફુટ=૧ ચોરસ યાર્ડ.
૩૦। ચો૦ યાર્ડ=૧ પર્ચ (પોલ).
૪૦ પોલ=૧ રૂડ.
૪ રૂડ=૧ એકર.

## ઇંગ્રેજી મહિના (દિવસ સાથે).

| | |
|---|---|
| ૧ જાન્યુઆરિ | ૩૧ |
| ૨ ફેબરૂઆરી | ૨૮ |
| ૩ માર્ચ | ૩૧ |
| ૪ એપ્રીલ | ૩૦ |
| ૫ મે | ૩૧ |
| ૬ જુન | ૩૦ |
| ૭ જુલાઈ | ૩૧ |
| ૮ અગષ્ટ | ૩૧ |
| ૯ સપ્ટેંબર | ૩૦ |
| ૧૦ અકટોબર | ૩૧ |
| ૧૧ નવેંબર | ૩૦ |
| ૧૨ ડીસેંબર | ૩૧ |

## ચોપાઇ.

" ચાર છ નવ અગિઆરમાં
તેના તો દિન ત્રીસ;
અવરે એકત્રીસ છે,
બીજે અઠ્ઠાવીસ.
ચહુ ચોથા વરસનો,
બીજે જે બોલાય;
તે તો ઓગણત્રીસનો,
ગણતાં એમ ગણાય.
પણ સૈકાના વરસમાં,
અઠ્ઠાવીશ ગણાય;
દર ચોથા સૈકા વિશે,
ઓગણત્રીસ ગણાય. "+

## આનાના દોકડાની બાત.

૦। આનાનો ૧॥ દોકડોને ૧ બદામ
૦॥ આનાના ૩ દોકડાને ૨ બદામ
૦॥। આનાના ૪॥ દોકડાને ૩ બદામ

+આ કવિતાનો ભાવાર્થ શિક્ષકોએ બાળકોના મગજમાં સારીરીતે ઠસાવવો.

૧ આનાના=૬। દોકડા.
૨ આનાના-૧૨॥ દોકડા.
૩ આનાના-૧૮॥। દોકડા.
૪ આનાના-૨૫ દોકડા.
૫ આનાના-૩૧। દોકડા.
૬ આનાના-૩૭॥ દોકડા.
૭ આનાના-૪૩॥। દોકડા.
૮ આનાના-૫૦ દોકડા.
૯ આનાના-૫૬। દોકડા.
૧૦ આનાના-૬૨॥ દોકડા.
૧૧ આનાના-૬૮॥। દોકડા.
૧૨ આનાના-૭૫ દોકડા.
૧૩ આનાના-૮૧। દોકડા.
૧૪ આનાના-૮૭॥ દોકડા.
૧૫ આનાના-૯૩॥। દોકડા.
૧૬ આનાના-૧૦૦ દોકડા.

### રૂપીઆ આનાની ધાત.

૪ આનાનો-૦। રૂ.
૮ આનાનો-૦॥ રૂ.
૧૨ આનાનો-૦॥। રૂ.
૧૬ આનાનો-૧ રૂ.
૨૦ આનાનો-૧। રૂ.
૨૪ આનાનો-૧॥ રૂ.
૨૮ આનાના-૧॥। રૂ.
૩૨ આનાના-૨ રૂ.
૩૬ આનાના-૨। રૂ.
૪૦ આનાના-૨॥ રૂ.
૪૪ આનાના-૨॥। રૂ.
૪૮ આનાના-૩ રૂ.
૫૨ આનાના ૩। રૂ.
૫૬ આનાના-૩॥ રૂ.
૬૦ આનાના-૩॥। રૂ.
૬૪ આનાનો-૪ રૂ.
૬૮ આનાના-૪। રૂ.
૭૨ આનાના-૪॥ રૂ.
૭૬ આનાના-૪॥। રૂ.
૮૦ આનાના-૫ રૂ.
૮૪ આનાના-૫। રૂ.
૮૮ આનાના-૫॥ રૂ.
૯૨ આનાના-૫॥। રૂ.
૯૬ આનાના-૬ રૂ.
૧૦૦ આનાના-૬। રૂ.

---

ઉપરના કોષ્ટકો અને ધાતો ઉપરાંત શિક્ષકોએ નવા નવા સવાલો ઉપજાવી કાઢી વિદ્યાર્થીઓને પૂછી લેખાનો મહાવરો કરાવવો દેશી હિસાબ, મુખગણિત, લેખાં ભાગ વિગેરે પુસ્તકોમાં પલાખાં અને લેખાંના પુષ્કળ મનોયત્નો આપેલાં હોવાથી અત્રે લેખાં લખવાની આવશ્યકતા લાગતી નથી. લેખક.

# ત્રીજી ચોપડી ભાગ ૩.

## ધોરણ ત્રીજાના પદાર્થ પાઠ.

**સાહિત્યઃ**–બરફ, પાણી, રેતી, વ્હેર, દેવતા, તપેલી, રૂ, કાચના પ્યાલા, બુચવાળી શીશી, ભૂંગળી.

### આરંભ પ્રશ્ન.

સ૦ પાણીની ધાર કરવાથી શું થાય છે ?

જ૦ રેલો થઇ ઢળતી જગામાં વહી જાય છે.

સ૦ પાણીસેનું બનેલું છે ? જ૦ રજકણોનું

સ૦ પદાર્થો શેના બનેલા હોય છે ? જ૦ રજકણોના.

સ૦ પાણીમાં કયા કયા ગુણ હોય છે ?

જ૦ ગરમી સમાવવાના, સપાટી સરખી રાખવાના, ગળાઉ પદાર્થોને ઓગાળવા તથા સ્વચ્છ કરવાના, અને પ્રાણીઓને પોષવાના તથા તમામ અનાજ અને વનસ્પતિ ઉગાડવાના.

### પાણી છુટાં છુટાં રજકણોનું બનેલું છે.

લાકડાનો વહેર, રેતી, તથા પાણી જેવા પ્રવાહી પદાર્થો વિગેરેમાં આંગળી ઘોંચીએ તો પેસી શકે છે. એટલે તેનાં રજકણો છુટાં પડી ખસી જાય છે તેમ પાણીમાં પણ આગળી ઘાલવાથી તેનાં રજકણો છુટાં પડી આંગળી ભીની થાય. લોટ, વહેરને રેતીનાં રજકણોને આપણે જોઇ શકતાં નથી. ચોમાસાના દિવસોમાં વરસાદની ઝીણી ફરફર પડે છે તે પાણીનાં રજકણો કહેવાય છે અને તેજ રજકણોનું પાણી બનેલું છે.

## પાણી શી રીતે બને છે.

ચુલા ઉપર પાણીની તપેલી મુકી નીચે ભડકો કરતાં તેમનું પાણી ધીરે ધીરે વરાળ થઈ ઉડી જાય છે. તેજ પાણી પૃથ્વી ઉપર વરસાદ રૂપે પાછું પડે છે. એજ પ્રમાણે પૃથ્વી ઉપર કુવા તળાઓ. સરોવરો, નદીઓ, સમુદ્રો અને મહાસાગરોનાં પાણી ઉનાળાની ગરમીથી વરાળ થઈ આકાશમાં ઉડી જઇ તેનાં વાદળાં બંધાય છે ને તે વાદળમાંથી વરસાદ રૂપે પાણી જમીન ઉપર પાછું પડે છે,

## પાણી જમીન ઉપર પડયા પછી સું થાય છે ?

વરસાદરૂપે પાણી જમીન ઉપર પડવાથી રસ્તાઓ અને ખેતરો ભરાઇ જાય છે, ઉંચી જગારેથી પાણી નીચી જગાએ વહી ઘણાં નાળાં ભેગા થઇ નદીમાં આવે છે. અને નદીનાં પાણી દરીઆમાં જઇ સમાય છે. એવી રીતે કુવા, તળાવ નદીઓ, અને સરોવરમાં પાણી સમાય છે, વળી કેટલુંક પાણી જમીનમાં ઉતરી જાય છે. તે પાણી કુવા ખોદાવતી વખત ફુટતા ઝરણા મારફતે કુવાઓ અને વાડીઓમાં આવે છે.

**પાણીનાં ત્રણ રૂપ** (૧) **ઘન** (૨) **પ્રવાહી** અને [૩] **વાયુ રૂપ** એત્રણ સ્થિતિ પાણીની છે.

(૧) બરફને ખુલ્લો રાખવાથી તરતજ પીગળી જાય છે ને તેમાંથી ફક્ત પાણીજ નીકળે છે તે પરથી જણાય છે કે માટી પત્થર વિગેરે ઘન પદાર્થોના વર્ગનો જે બરફ તે પાણીનોજ બનેલો છે, માટે બરફને લીધે પાણી ઘનરૂપ કહી શકાય.

(૨) પાણીનો જમીન ઉપર નાનો મોટો પ્રવાહ (રેલો) ચાલે છે જેથી તેને **પ્રવાહી રૂપમાં** પણ ગણી શકાય.

(૩) પાણીને ગરમી લાગવાથી તેની વરાળ બને છે. તેનામાં વાયુની

માફક સંકોચવાનો, ફેલાઇ જવાનો અને ફુલવાનો ગુણ છે. માટે વરાળને લીધે પાણીને **વાયુરૂપમાં** પણ ગણી શકાય.

## પાણીની જુદી જુદી અવસ્થા.

(૧) ઘણી ઠંડીથી પાણી બંધાઇને ઘણુંજ ઠંડુ તથા સખત બને છે ત્યારે તે બરફ કહેવાય છે, ઠંડા દેશોમાં નદીઓ અને સરોવરોનાં પાણી ઠંડીની બની બાઝી જાય છે કે તેનાપર માણસ ઢોર અને ગાડીઓ ચાલી શકે છે.

[૨] વરસાદનાં ફોરાં વાદળાંમાંથી પડતા ઠરી જઇ ડુબહુ કઠણ બને છે. અને કાંકરાની માફક નીચે પડે છે તે કરા કહેવાય છે.

(૩) ઠંડા દેશોમાં વરસાદ કરાની માફક એકદમ ઘટને કઠણ થવાને બદલે તેની રૂ જેવી પોચી અને સફેદ કરચો વરસાદથી જમીન અને ઝાડપાન છવાઇ જઇ બધું ધોળું ધોળું દેખાય છે તે **હીમ** કહેવાય છે.

(૪) સૂર્યના કિરણોની ગરમીથી તળાવો, નદીઓ અને મહા સાગરોનાં પાણી ગરમ થઈ **વરાળરૂપે** આકાશમાં ચઢે છે, ત્યાં એના વાદળાં બંધાય છે ને તેમાંથી વરસાદ પડે છે.

(૫) કોઈ કોઇવાર વરાળ ઠરી જવાથી તેનાં પાણીનાં ટીપા બંધાઇ ઝાડ પાન અને ઘાસ ઉપર ઠરી ગયેલા દેખાય છે, તે 'ઝાકળ' કહેવાય છે.

આ ઉપરથી જાણી શકાય છે કે **બરફ, કરા, હિમ, વરાળ** અને **ઝાકળ** એ બધી પાણીની જુદી જુદી અવસ્થાઓજ છે.

## પાણીનો ઉપયોગ.

વરસાદના પાણીથી તમામ જાતના અનાજ અને ઘાસ વિગેરે

પાકે છે, નદી, કુવા અને તળાવનાં પાણી માણસોને પીવા તથા નાહવા ધોવા અને ખેતીના ઉપયોગમાં આવે છે. પાણી એ તમામ પ્રાણીમાત્રના જીવનનો આધાર છે! દરીઆનાં ખારાં પાણી મીઠું પકવવાના કામમાં આવે છે.

દોહરા.

વરાળ, ઝાકળ, બરફ, ને કરા ધુમસ, અદ્‌ભુત;
કીરતારે કેવાં રચ્યાં, નીર તણા એ રૂપ,
ઘોર ઘટા આકાશથી, મેઘવૃષ્ટિ[1] જો થાય;
સિંધુ[2] સરિતાને કુવા; સહુ જળમય[3] થઇ જાય. ૨
મેઘ વારી ભૂમિ પડે, જમીન પોચી થાય;
અનાજ ફળ ફુલ પાકતાં, સરળ વિશ્વ પોષાય[4]
નદી દરિયા નીર ઉકળે. ગ્રીષ્મ તાપથી સાર;
વરાળ થઇ ઉડી જતાં; વસતાં નભ[5] મોઝાર[6] ૪
[7]વર્ષા કેરા સમયમાં, બંધાઇ વરસાદ;
એજ નીર [8]ભૂ પર પડે, અકળકળા અવિનાસ? ૫

લેખક:—ગૌરીશંકર આશારામ માસ્તર.

[ અમદાવાદ. ]

## પાઠ ૨ જો દેવતા.

**સાહિત્ય**—દેવતા, દીવો, મીણબત્તી, રૂ, ઘાસ ઉન, કોયલો, લાકડું, પત્થર વિગેરે.

૧ વરસાદનું વરસવું. ૨ દરિયા. ૩ પાણી પાણી ( પાણીથી ભરાઇ જાય ) ૪ પાણી. ૫ આકાશ. ૬ માં. ૭ વરસાદનાં. ૮ જમીન.

## આરંભ પ્રશ્ન.

પાણી શેનાથી ઉનું થાય છે? ભાત, દાળ, રોટલી વિગેરે.
ખાવાની ચીજો શેનાવડે બફાઇને તૈયાર થાય છે?
ટાઢ લાગે છે ત્યારે શેનાવડે તાપીએ છીએ?
દેવતા કેવી રીતે સળગાવીએ છીએ? વિગેરે.

**દેવતા કેમ સળગાવવો? અને સળગતો રાખવાને શેની જરૂર છે?**

દીવાસળીની સોધ થયા પહેલાં લોકો ચકમકના પત્થર સાથે લોઢાનો કકડો ઘસીને દેવતા પાડતા હતા. અને હાલ દીવાસળી સળગાવીને લાકડાં, છાણા અગર, કોયલાથી દેવતા પાડવામાં આવે છે.

દેવતા અને દીવો સળગાવતાં રહેવાને હવાની બહુ જરૂર છે. મીણબત્તી સળગાવી તેના ઉપર તપેલી ઢાંકી દેવાથી તરત ઓલવાઇ જશે. અગર સળગતો લાલચોળ અંગારો હોય તેનાપર વાટકી ઉંધી પાડશો ને જરાવાર પછી ઉઘાડીને જોશો તો તે પણ ઓલવાઇ જશે, કારણ કે જ્યાં સુધી તેને હવા મળતી હતી ત્યાં સુધી સળગતો રહ્યો અને ઉપર વાસણ ઉંધુ પાડવાથી વાસણની અંદરની હવા બધી બળવામાં લેઇ લીધી એટલે હવા ખુટી પડવાથી ઓલ; વાઇ ગયો.

**દેવતાથી બળે એવા ત્રણ પ્રકારનાં પદાર્થ.**

[૧] વનસ્પતિ પદાર્થ. [૨] પ્રાણીજ પદાર્થ. [૩] ખનીજ પદાર્થ.

**વનસ્પતિ પદાર્થઃ**—વનસ્પતિમાંથી ઉત્પન્ન થતા પદાર્થો જેમકે અનાજ, ઘાસ, ફળ, ફુલ, કપાસ, તથા પેટી પટારા, ખાટલા પાટલા વિગેરે લકડ સમાન.

**પ્રાણી પદાર્થ**:—પ્રાણીઓ, [માણસો જાનવરો ને જીવ જંતુઓ.] અને પ્રાણીમાંથી ઉત્પન્ન થતા પદાર્થો દુધ ઘી, મીણ ચરબી, રેશમ, ઉન, ચામડા વિગેરે.

**ખનીજપદાર્થ**:—ખાણમાંથી નીકળતા પદાર્થો. જેવા કે ચાક, કોલસા, ગંધક, કેરોસીન વિગેરે. તે ઉપરાંત ધાતુઓ, પત્થરો માટી, રેતી, કાચ વિગેરે ખનીજ પદાર્થમાં ગણી શકાય પણ તેને દેવતા બાળી શકતો નથી.

## દેવતા બાળી શકે તેવા, (જ્વાળાગ્રાહી પદાર્થો. અને તેલની બળવાની રીત.

[૧] ઘાસ, કપાસ, કપડાં, ગંધક, કેરોસીન, રાળ, દારૂ વીગેરે પદાર્થો અગ્નિપર ધરતા એકદમ ભડકો થઇ સળગી ઉઠે છે. માટે તેને સાચવવાની જરૂર છે.

(૨) ઘી, તેલ દીવેલ, મીણ, લાકડા, ને કોલસાં વિગેરે પદાર્થો ધીરે ધીરે ભડકો થઇ સળગી ઉઠે છે.

(૩) પીછાં, વાળ, રેશમ, ઉન, હાડકાં ચામડાં વિગેરે. ખદખદીને તથા છુર છુર થઇને સળગી ઉઠે છે.

## દેવતાથી ન બળે તેવા (અજવાળા ગ્રાહી.) પદાર્થો.

ધાતુઓ. માટી, રેતી, પત્થર, કાચ ને માટીના ચાક, વિગેરે ખનીજ પદાર્થો દેવતાપર મુકવાથી બીલકુલ સળગતા નથી.

**દેવતાનો ઉપયોગ**—તાપવાના અને રાંધવાના કામમાં દેવતા આવે છે. તે ઉપરાંત રેલ્વેગાડીઓ, મીલો, પ્રેસો વીગેરે વરાળ યંત્રો ને દેવતા વિના તો ચાલેજ નહિ. દેશમા કરોડો રૂપીઆની પેદાશ દેવતાની મદદથી ચાલનારાં વરાળયંત્રો કરે છે.

## પાઠ ૩ જો. મીઠું.

**સાહિત્યઃ**—વડાગરૂં, ઘસીયું અને સિંધવ મીઠું પાણી પ્યાલો અને દેવતા.

### આરંભ પ્રશ્ન.

સ૦ મીઠાનો સ્વાદ કેવો લાગે છે? મીઠું શા કામમાં આવે છે? મીઠાનો રંગ કેવો હોય છે? દરીઆનું પાણી કેવું હોય છે?

**મીઠાનાં ગુણઃ**—બરડ, ચળકતું, પહેલદાર, ગળાઉ ને રેચક

(૧) મીઠાના ગાંગડાને ભોંયપર પછાડવાથી ભાગીને ચુરો થઇ જાય છે માટે મીઠું **બરડ** છે.

(૨) મીઠાના ગાંગડાને તપાસી જોતાં તેમાં નાનાં નાનાં પાસાં લંબ ચોરસ, ચોરસ, અને ખુણાવાળા જણાય છે, મોટા ગાંગડાને જો સંભાળથી તેના કણ છુટા પાડી જોઈશું તો સાકર, ને મોરસના કણની માફક તેના કણ પણ પાસાદાર જણાય છે; માટે મીઠાના ગાંગડા **પહેલદાર** આકારના ગણાય છે.

(૩) સાકર, મોરસ ને પાણીમાં નાંખવાથી ઓગળી જાય છે તેમ મીઠું પણ **ઓગળી** જાય છે. ખારા સ્વાદ સાથે જો ઓગળી જવાનો ગુણ મીઠામાં ન હોત તો રાંધવા, ખાવાના કોઇબી કામમાં તેનો ઉપયોગ કરી શકાત નહિં.

(૪) મીઠાને પાણીમાં ઉકાળીને પીવાથી ઝાડો તથા ઉલટી થાય છે. જેથી તે **રેચક** ગણાય છે. અજાણપણે પેટમાં ગયેલા ઝેરને કાઢી નાખવા માટે મીઠું ઉકાળીને પાવામાં આવે તો ઉલટી સાથે ઝેર બહાર નીકળી જાય છે.

**મીઠાની જાત અને ઉત્પત્તિ**—( ૧ ) મોટા ગ ગડાવાળું

**વરાગડું. (૨) ભુકા જેવું ઘસીયું અને ( ૩ ) સિંધવ.**

( ૧ ) વીરમગામ તાલુકાના ખારાઘોડા ગામ પાસે એટલું બધું ખારૂં પાણી હોય છે કે તેનો પીવા યા નાવા ધોવાના કોઇપણ કામમાં ઉપયોગ થઇ શકતો નથી. એ પાણીને તૈયાર કરેલા ક્યારામાં ભરીને સુરજની ગરમીથી સુકાવા દેતા ક્યારામાં તેના ગાંગડા બંધાઇ જાય છે. તેને **વરાગડું** (ગાંગડાવાળુ) મીઠું કહે છે.

(૨) દરીઆ કિનારે ઘુંટણ સરખા ઉંડા ખાડા ખોદી તેમાં દરીઆનું પાણી ભરી રાખી સુરજના તાપથી સુકાવા દેતાં તેમાં મીઠાનાં પડ બાઝી જાય છે તેમાં મીઠાની ઝીણી ચળકતી કણીઓ દેખાય છે તે બધી એકઠી કરીને ઢગલો કરે છે, તેને **ઘસીયું** મીઠું કહે છે, **ધરાસણા** અને **ખંભાતમાં** આ મીઠું થાય છે.

મીઠું બનાવવાની જગ્યાને **અગર** અને મીઠું બનાવવાનાં કામ કરનારાઓને **અગરીયા** કહે છે.

(૩) કેટલીક જગાએથી નરાં મીઠાનાં પડ જડી આવે છે. તેને ખોદીને બહાર કાઢે છે. તે **સિંધવ** કહેવાય છે, **પંજાબ** પ્રાંતમાં સિંધવની પુષ્કળ ખાણો છે,

## ગરમીથી મીઠાનો બદલાતો આકાર.

દેવતાપર મીઠાના ગાંગડાને મુકવાથી તડતડ થઇને ફાટે છે. કારણ કે મીઠું તૈયાર થતી વખતે રહેલું સહેજ સાજ પાણી દેવતા પર મુકવાથી નાશ પામે છે. પણ જો મીઠું ઓગાળેલા પાણીને દેવતાપર મુકી બાળી જોઇશું તો પાણી ઉડી જઇ લોટ જેવું ઝીણું

**મીઠાનો ઉપયોગઃ—**

( ૧ ) મીઠું દરેક માણસના ખોરાકમાં વપરાય છે. મીઠા

વગરનું અનાજ ફીકકું લાગે છે ને ભાવતું નથી. વળી માણસોના શરીરનું લોહી મીઠું સુધારે છે.

( ૨ ) માણસોની માફક જાનવરોને પણ મીઠાની જરૂર છે. જેથી દરરોજ ઢોરને થોડું થોડું મીઠું ખવાડવામાં આવે છે.

( ૩ ) અથાણાં તથા ખારીઆંને વધારે મુદત સુધી તાજાં રાખવા અને જીવજંતુથી બચાવવા માટે લોકો તેમાં મીઠું નાખે છે.

(૪) કેટલેક ઠેકાણે મુડદા રાખી મુકવાનો રીવાજ હોય છે ત્યાં મુડદું ગંધાય નહિ માટે તેને ચીરી તેમાં મીઠું ભરી રાખે છે.

(૫) ખેતરમાં જો મીઠાનું ખાતર પુરવામાં આવે તો પેદાશ સારી આવે છે.

## મીઠું.

વરાગડું સિંધવ ને ઘસીયું મીઠું એ કહેવાયઃ
ખારાઘોડા, ઘરાસણા, ને પંજાબે જો થાય.
કુવાના ખ રાં પાણી થકી, નીપજે મીઠું ઉત્તમ અતિ,
ભર્યું શું સાગર જળનીમાંય, પ્રભુની કળા કળી નવ જાય.
અંગ તણું તે લોહી સુધારે, જીવજંતુ અટકાવે,
મડદાંની દુર્ગંધી ટાળે, ખેજર ખાતર ભરે, અહાહા! મીઠું ઉત્તમ ખરે,
છુપાવ્યું ખારાં પાણી મહીં, અલૌકિક કળા પ્રભુજી તણી.

લેખક ગવરીશંકર આશારામ.
અમદાવાદ.

## પાઠ ૪ થો ગંધક.

**સાહિત્યઃ**—અમલસારો, તથા લાકડીઓ ગંધક, દીવાસળી દેવતા, પાણી અને પ્યાલો.

### આરંભ પ્રશ્ન.

સ૦ જુવો આ મારા હાથમાં શું છે? જ૦ ગંધક.

એનો રંગ કેવો છે ?

દીવાસળીને છેડે કેવો રંગ હોય છે ?

ગંધકને તથા દીવાસળીને સળગાવતાં તેના ભડકામાં કંઇ ફેર પડે છે ?

ગંધકનો આ એક કકડો ચાખી જુઓ, તે સ્વાદે કેવો લાગે છે ? વિગેરે–

**ગંધકના ગુણ–(૧) બરડ (૨) વાસવાળો, (૩) પીગળનાર, (૪) અગળાઉ અને (૫) જ્વાળગ્રાહી.**

(૧) ગંધકના ગાંગડાપર હથોડી મારવાથી તેના ચુરેચુરા થઇ જાય છે. તેથી ગંધક બરડ છે એમ સાબિત થાય છે.

(૨) ગંધકનો ગાંગડો સુંઘવાથી તેની વાસ આવે છે. અને દેવતાપર મુકવાથી તો તેની 'જલદ' વાસ આવે છે. ખસ કે ગડગુમડના દરદવાળાઓ ખોરાક ભેગો દવા તરીકે ગંધક ખાય છે ત્યારે બહુ વાસ મારે છે.

(૩) **પીગળાઉ**—ગંધકનો ગાંગડો વાડકીમાં મુકી તેને દેવતા પર મુકવાથી તરત તે પીગળીને રસબની કુલી જાય છે. આગુણથી ગંધકને દ્રાવ્ય ગુણવાળો ગણી શકાય.

(૪) **અગળાઉ**—એટલે ઓગળે નહિં તેવો–ગંધકનો ગાંગડો પાણીમાં નાખીશું તો તે સાકર, મોરસ, કે મીઠાની માફક ઓગળી શકશે નહિં, પણ પાણીમાં તેનો પાસ બેસાડી શકશે.

**જ્વાળા ગ્રાહી**—ગંધકનો ભુકો ગાંગડો દેવતાપર નાખતાં તરતજ ગ્યાસતેલની માફક સળગી ઉઠે છે. બળતી વખતે તેનો ધુમાડો આપણને ગુગળાવી નાખે તેવો અને ઝાંખા વાદળી રંગનોહોયછે.

**ગંધકની ઉત્પત્તિ**—ગંધક ખાણમાંથી નીકળે છે ત્યારે ધાતુ

પથરા અને માટી સાથે મળી ગયેલો હોય છે. તેને ખાણુમાંથી બ-
હાર કાઢી ઓગાળીને જુદો પાડવામાં આવે છે.

**ગંધકની જાત (૧) લાકડીઓ (૨) આમલસારો (ફુલગંધક)**

(૧) લાકડીઓઃ-ગંધકના રસને બીબાંમાં રેડી તે ઠરવા દઇ લાકડીના જેવો ગોળ બનાવે છે તેને લાકડીઓ ગંધક કહે છે.

(૨) ગંધકને ખુબ ગરમ કરવાથી વરાળ નીકળે છે તેને એક બરાબર બંધ અને ઠંડા ઓરડામાં દાખલ કરવાથી ભીંતોએ ગંધકના ગાંગડા બાઝી જાય છે તે ગંધક ચોકખો હોય છે, એને આમલસારો કે ફુલ ગધક કહેવાય છે.

યાદ રાખવું કે લાકડીઓ કરતાં આમલસારો ગંધક ચોકખો હોવાથી દવા તરીકે આમલસારાનો ઉપયોગ કરવો એજ સારૂં છે.

ગંધકમાં રંગ ઉડાવી વાનો ગુણ છે.

## ગંધકનો ઉપયોગ.

(૧) જ્વાળા ગ્રાહી ગુણને લીધે દીવાસળી તથા દારૂ બનાવવાનાં કામમાં ગંધક બહુ વપરાય છે.

(૨) તેજાબ બનાવવામાં તથા કેટલાક રમકડાં બનાવવામાં ગંધકના રસનો ઉપયોગ કરવામાં આવે છે.

(૩) ખસ વિગેરે ગડગુમડની ઉપર ચોપડવાનો મલમ બનાવ-વામાં તથા ખસ ઉપર દવા તરીકે ખાવામાં ગંધકનો ઉપયોગ થાયછે.
(૪)ગંધકનો ધુમાડો ઘરમાં ફેરવવાથી મેલેરીયા. કોલેરા અને પ્લેગ જેવા રોગનાં જંતુઓ નાશ પામે.

---

## ગંધક.

નહિ પીગળતો, નહિ ઓગળતો રોજ જંતુ હણતો,

આમલસારો ને લાકડીઓ, રંગ નાશ કરતો.
તોય પણ જ્વાળાગ્રાહી ખરો, ખાણમાં ગુપ્તપણે છે રહ્યો.
આપણે ઉપયોગી જે અતિ, દીવાસળી બનતી ગંધક થકી;
લેખક ગૌરીશંકર આશારામ.

## પાઠ ૫ મો પહેલદાર વસ્તુઓ

( પાછલા પાઠમાં જણાવ્યા પ્રમાણે દરેક પાઠને યોગ્ય જોઇતું સાહિત્ય શિક્ષકોએ તૈયાર રાખવું અને પાઠને અનુકુળ આરંભ પ્રશ્નો પૂછવા. )

સાહિત્યઃ—સાકર, ફટકડી, મીઠું, અને ઝુમરનો લોલક વિગેરે પહેલદાર વસ્તુઓની ઓળખાણ.

**પહેલદાર વસ્તુઓની ઓળખાણ.**

જે વસ્તુઓ પર પહેલ દેખાતા હોય અને તેને પછાડીને ભાગી નાખતાં પણ તેના કકડા પાસાદાર જણાય, અને દરેક કકડો ભાંગેલી મુળ વસ્તુના જેવાજ આકારનો હોય તો તે **પહેલદાર** કહેવાય.

દરેક પહેલદાર વસ્તુ ઝીણાં રજકણોની બનેલી છે અને દરેક પહેલદાર વસ્તુઓમાં કેટલા પાસા હોય છે તે નક્કી કહી શકાય નહિં. કોઇમાં છ પાસા, કોઇમાં આઠ, તો કોઇમાં ચાર અને તેથી ઓછા પણ હોય છે.

સાકર, ફટકડી, મોરથુથુ, ગંધક, મીઠું, બ ફ અકીકના જેવા પત્થર, લોલક, અને હીરા, માણેક, લીલમ વીગેરે રત્નો એ બધી ચીજો પહેલદાર હોય છે.

**પહેલદાર વસ્તુઓના બે પ્રકાર.**

(૧) ઇશ્વરકૃત. (કુદરતી) અને (૨) મનુષ્યકૃત.

(૧) સાકર–મોરસ–ફટકડી–ગંધક, મીઠું બરફ વિગેરે પદા-

ચોના પહેલ માણસો બનાવી શકતા નથી. પણ તે તે કુદરતીરીતેજ ( ઇશ્વર કૃત ) બનેલા છે. ( ઇશ્વર કૃત=પ્રભુના બનાવેલા. )

(૨) **હીરા, માણેક, લીલમ,** વીંટીમાં જડવાનાં **નંગ,** બેરાં ઓને પહેરવાની **ચુનીઓ લોલકો** વિગેરે ઉપરનાં પહેલ માણસો પાડી શકે છે. **કાચને પહેલદાર વસ્તુમાં ગણી શકાય નહિં.**

કારણ કે તેના કકડા એક બીજાથી જુદા જુદા ઘાટના હોય છે કોઇ પણ કકડો બીજા કકડાને મળતો આવતો નથી. વળી તેની ભાંગેલી કોરો પણ વાંકાચુંકી ખરબચડી અને આંગળી કાપી નાખે એવી ઝીણીધારવાળી હોય છે. એમ દરેક દરેક કકડો જુદા આકારનો હોવાથી કાચને પહેલદાર વસ્તુમાં ગણી શકાય નહિ.

## પાઠ ૬ ઠો, લોઢું અને પોલાદ.

સાહિત્ય, ભરતર, ઘડતર, અને પોલાદના કકડા, ઘડિયાળની કમાન, કાતર, ખીલા, સોય, સ્ક્રુ, ચપ્પુ, ચાવી કાનસ વીગેરે.

**લોઢાની ઉત્પત્તિ.**

લોઢાની ખાણમાંથી કાઢતી માટી અને પત્થર સાથે મળેલા કાળા અને ભારે પત્થરારૂપે બહાર નીકળે છે તેને લોઢાની **કાચી** ધાતુ કહે છે. તેને ભઠીમાં તપાવી તેના રસમાંથી કાંકરા, ધુળ વિગેરે કાઢી નાંખી તે રસને ઠરાવા દે છે **એટલે શુદ્ધ લોઢું** થાય છે.

**લોઢાની જાત**—(૧) **ભરતર** (૨) **ઘડતર** અને (૩) **પોલાદ**

(૧) **ભરતરઃ**—ભઠીમાંથી નીકળતા લોઢાના **રસને** ખાલી બીબાંમાં વહી જવા દે છે. જેથી તે રસ ઠરીને તેના બીબાં જેવા ઘાટ બને છે તેને ભરતર લોઢું કહે છે. આ લોઢું **સખત, બરડ** અને સહેલાઇથી પીગળી શકે તેવું હોય છે.

પાટલીઓના પાયા, રવેસના કઠેરા, દિવાલની ખીંટીઓ, પુલોના થાંભલા, ગાડીના પૈડાં, રેલવેલનાપાટા, પાણીનાનળ, લોઢાનાપલંગ બનાવવામાં **ભરતર** લોઢાનો ઉપયોગ થાય છે.

**(૨) ઘડતર લોઢું:**—ભરતર લોઢાને ફરીથી ભઠ્ઠીમાં ગાળી તેમાંનો મેળ કાઢી નાંખી ટીપવાથી ઘડતર લોઢું થાય છે. તે નરમ, ચીકણું, અને ટીપી શકાય તેવું હોય છે.

કોદાળી, પતરા, સાંકળો, ખીલા તથા કેટલાંક ઓજારો, સળીઆ, પતરાં, અને ડોલો સઘડીઓ, કથરોટો તાવડા વિગેરે બનાવવામાં **ઘડતર** લોઢાનો ઉપયોગ થાય છે.

**(૩) પોલાદ:**—ઘડતર લોઢાને કોલસા સાથે મેળવી ફરીથી ભઠીમાં ઘણા દહાડાસુધી ગાળી, બહાર કાઢી ટાઢા પાણીમાં ડુબાવવાથી **પોલાદ** બને છે તે શુદ્ધ લોઢું કહેવાય છે, અને કેટલાક લોકો '**ગજવેલ**' પણ કહે છે. આ લોઢું નરમાશવાળું ચીકણું અને જેમ વાળીએ તેમ વળી શકે તેવું હોય છે.

છરા, તરવાર, અસ્ત્રા, ચપ્પુ વિગેરે અસ્ત્રશસ્ત્રો રંદુ, કાનસ, કુહાડી, અને સુતાર લુહારનાં ઓજારો, ઘડિયાળની કમાનો વિગેરે આ '**પોલાદ**' નાં બને છે.

## પાઠ ૭ મો ઝાડની ઇંદ્રિયો તથા તેનાં કામ.

**સાહિત્ય:**—ઝાડ અને છોડનાં મૂળ, તથા છોડ વડવાઇ, પાણી ડાળાં, પાદડાં, ફુલ, ફળ, વિગેરે.

ઝાડ તથા છોડવાને ઉછેરવા તથા જીવતાં ( તાજાં ) રાખવાને તેમનાં જે જે અવયવો કામ કરે છે તે ઇંદ્રિયો કહેવાય છે.

આપણા શરીરની ઇંદ્રિયો આંખ, કાન, નાક, જીભ, મોં વિગેરે

છે તેમ ઝાડની ઇંદ્રિયો (૧) મૂળ, (૨) થડ, (૩) પાંદડાં, (૪) ફુલ એ ચાર છે.

ઝાડની ડાળી એ ઇંદ્રિય તરીકે ગણી શકાય નહિં. કારણ કે કેળ, નાળિએરી, સોપારી અને તાડને ડાળીઓ નથી હોતી છતાં પણ તે સારાં અને તાજાં ઉછરીને જીવી શકે છે. ડાળી એ થડનો એક વિભાગ છે.

**ઝાડનાં મૂળ:**—મૂળીઆં જમીનમાં નીચાં ઉતરી જાય છે. તેથી ઝાડ જમીન સાથે ચોંટી જઇને ટટાર રહી શકે છે. વળી એ મૂળીઆંને છેડે ઘણાં ઝીણાં છિદ્રો હોય છે તે તેનાં મોઢાં કહેવાય છે અને એજ છિદ્રોવડે ઝાડ જમીનમાંથી પાણી અને ખોરાકી ચુસી લે છે. મોંવડે જે માણસ ખાય છે તેમ મૂળવડે ઝાડ અને છોડવાઓ ખાય છે.

**ઝાડનાં થડ:**—મૂળની ઉપરનો ભાગ તે થડ કહેવાય છે. મૂળથી તે થડ અને જુદાં જુદાં ડાળી ડાળાંઓ સુધી સળંગ પાતળા રેસાઓ એકબીજા સાથે જોડાઇને ફેલાઇ ગયેલા હોય છે. તે રેસા મારફતે મુળીઆં એ ચુસી લીધેલી ખોરાકી થડમાં થઇને ડાળાં પાંદડાં નસો જે કામ કરે છે તે કામ ઝાડના રેસાઓ કરી શકે છે.

કોઈ લીલા ઝાડ અગર છોડવાના થડને કચરી જોતાં રેસાનો કુચો થયેલો જણાઇ આવશે.

**ઝાડનાં પાંદડાં:**—આપણે જેમ નાકથી શ્વાસ લેઇએ તેમ ઝાડ અને છોડવાઓ પાંદડાંથી શ્વાસ લે છે. ડાળાંઓની નાનકડી ડાંખળીઓમાંથી પાંદડાં ફુટે છે. અને ડીંટા આગળ તે ડાંખળીને સજ્જડ વળગી રહેલાં હોય છે, મૂળમાંથી થડ અને ડાળાં મારફતે ડાંખળામાં આવેલો ખોરાક પાંદડાંને મળે છે. ડાંખળીમાથી ડીંટાવડે પાંદડું રસ

મેળવી લીલું અને તાજું રહે છે. તેની સાબીતી એ છે કે જો ડાળી માંથી પાંદડું તોડી લેઇશું તો ખોરાક મળતો બંધ થવાથી તે સુકાઈ જાય છે.

આપણી ચામડીમાંનાં ઝીણાં ઝીણાં છિદ્રો મારફતે શરીરનો મેલ બહાર નીકળી જાય છે તેમ ઝાડમાંનો નકામો બાફ (પરસેવો) પાંદડાંમાંનાં બારીક છિદ્રોવડે બહાર નીકળી જાય છે.

ફુલ:—ફુલ એ પણ ઝાડની ઇંદ્રિય કહેવાય છે, કારણ કે તેમાંથીજ ફળ ઉત્પન્ન થાય છે તે ફળમાં બી હોય છે. તે બી વાવવાથી પાછાં બીજાં નવાં ઝાડ ઉત્પન્ન થાય છે.

---

## પાઠ ૮ મો ઝાડનો રસ.

સાહિત્ય:—ગુંદર, રબર, સાબુચોખા, શેરડીનો કકડો, કુંવારનું પાઠું, તાડી, હીંગ, કપુર અફીણ વિગેરે—

ઝાડનો રસ:—આપણા દેશનાં કેટલાંક ઝાડ એવાં હોય છે કે તેના થડમાં છેદ પાડવાથી તેમાંથી, ધોળો, પીળાશ પડતો વિગેરે રંગનો રસ નીકળતો માલુમ પડે છે. એ રસ સુકાઇ જાય છે ત્યારે તે ઝાડ પણ મરી જાય છે. અને જ્યાં સુધી રસ ઝરતો હોય ત્યાં સુધી ઝાડ સહી સલામત લીલું અને તાજું રહી શકે છે.

ગુંદર, રબર, તાડી, સાબુ ચોખા, અફીણ હિંગ, વિગેરે ચીજો તેમનાં ઝાડોના રસથી બનેલી છે. દ્રષ્ટાંત તરીકે તેમાંની કેટલીક ચીજોનું વર્ણન નીચે આપીએ છીએ.

ગુંદર:—બાવળના તથા લીમડાના થડ અને ડાળીઓપર ચીકણો રસ ઝરીને એકઠો થાય છે તે ગુંદર કહેવાય છે. જેમ આપણા શરીરમાંથી પરસેવો બહાર નીકળે છે તે પ્રમાણે ઝાડમાંથી

એ રસ નીકળે છે. ગુંદર કાગળો ચોંટાડવાના કામમાં આવે છે અને બાવળનો ગુંદર તો શરીરને મજબુત કરે છે. જેથી શિયાળામાં તેનો પાક બનાવીને લોકો ખાય છે.

**સાબુ ચોખાઃ**—ખરી રીતે જોતાં સાબુચોખા એ ઝાડનો રસ નથી પણ ઝાડની અંદરથી પેદા થાય છે-તેના ઝાડ તાડ જેવાં હોય છે એ ઝાડ પુરેપુરાં મોટાં થવા દઇ તેને કાપે છે—તેની ઉપલી છાલ કાઢી લઇ માંહેલો ભાગ ખાંડી, ભુકો કરી, પાણીમાં નાખી, ખુબ હલાવે છે થોડીવાર ઠરવા દે છે એટલે ભુકો તળીએ બેસે છે ને રેસા વિગેરે કચરો ઉપર તરી આવે છે. પછી કચરાવાળું પાણી લઇ અંદરના ભુકાને સુકવી ખાંડે છે. સુકો ભુકો વેચવામાં આવે છે. અને કોઇ લોકો તો એ ભુકાને પાણીમાં ડહોળી ગળણીએ ગાળે છે. એટલે તેના દાણા બંધાય છે તેજ સાબુચોખા કહેવાય છે. પચી જવામાં હલકા હોવાથી માંદા માણસોને સાબુચોખા બહુ ગુણ કરે છે.

**તાડીઃ**—ખજુરીનાં ઝાડમાં છેદ પાડી નીચે ઘડીઆં બાંધવાથી બીજે દિવસે ઘડીઆંમાં રસ ભરાઈ રહે છે. તેજ પ્રમાણે તાડની ટોચ પરના પાંદડાં આગળ છેદ પાડી રસ કાઢવામાં આવે છે તેને **તાડી** કે નીરો કહે છે. કેટલાક મૂર્ખ લોકો બહુ તાડી પીને ગાંડા બની જાય છે.

**રબરઃ**—આપણા દેશમાં કેટલેક ઠેકાણે એક જાતનાં ઝાડ ઉગે છે. તેના થડમાં લોકો છેદ પાડે છે એટલે તેમાંથી પિળાશ પડતો ઘટ રસ ઝરે છે. તે રસને દૂધ કહે છે. પછી રસને તડકે સુકવે છે. એટલે તે કઠણને ઘટ થાય છે. ત્યારે તે રબર કહેવાય છે. એ રબર જેમ વાળીએ તેમનું વળી શકે તેવું ( સ્થિતિસ્થાપક) હોય છે ને તેનાથી પેન્સીલના ડાઘા જતા રહે છે. છોકરાંઓને રમવાને બૉલ (દડા) અને છોકરીઓને રમવાની ઢીંગલીઓ તેની બને છે.

વળી તેની આરપાર પાણી ઉતરી ન શકતું હોવાથી વરસાદમાં પહે-રવાના ડગલા, તંબુ જોડા, વગેરે ઘણી ચીજો રબરની બને છે.

ખરસાણી થોર, અને આકડાની ડાળી ભાગવાથી યા પાંદડું તોડવાથી તેમાંથી દુધ નીકળે છે. તે પણ ઝાડનો રસ કહેવાય છે— તે રસની કંઇ ચીજો બની શકતી હોય અગર તેનો વિશેષ ઉપયોગ થતો હોય તેમ જણાતું નથી.

---

## પાઠ ૯ મો, ઘઉં તથા ઘઉંનો લોટ.

**સાહિત્ય:**—ઘઉંનો છોડ, ઘઉં, ( જુદી જુદી જાતના. ) અનાજ, થુલું, મેંદો, ભુસું ઘઉં, તો દરેક જણે જોયા હશે. તે ઘણી જાતના આવે છે ઘઉંનો દાણો લંબગોળ હોય છે અને વચમાં જરા ખાંચ હોય છે. ઘઉંને ઘંટીમાં દળીને તેનો લોટ બનાવે છે તેની ઘણી ચીજો થાય છે.

ઘઉં, ડાંગર, બાજરી, જુવાર, મકઇ, બંટી વિગેરે ધાન્ય કહેવાય. બધાં ધાન્યોનો દાણો ગોળ હોય છે. પણ ઘઉંનો દાણો જરા લંબગોળ અને વચ્ચેથી ખાંચવાળો હોય છે.

**ઘઉંનો છોડ:**—ઘઉંનો છોડ આશરે દોઢ હાથ ઉંચો થાય છે છોડને મથાળે **ઉંબી,** બેસે છે તેમાં ઘઉંના દાણા થાય છે, ઉંબી લીલી હોય છે ત્યારે દાણા પણ લીલા હોવાથી લોકો તેનો પોંક પાડીને ખાય છે, ઉંબી ઉપર જે સોયા જેવાં ઉભાં ને લાંબાં તણખલાં દેખાય છે તે **સુખળાં** કહેવાય છે. આપણા પ્રાંતમાં ડાંગરના કરતાં ઘઉંનો પાક ઓછો ઉતરે છે પણ ઉત્તર હિંદુસ્તાનમાં પુષ્કળ ઘઉં થાય છે.

**ઘઉંની જાત:**—(૧) **દાઉદખાની** તે ચળકતા, પીળાશ પડતા, ધોળા, પોચા, ને ભરાઉ હોય છે તથા ઉત્તર હિંદુસ્તાનમાંથી આવે છે. (૨) **હાંસોટી**–તે દાઉદખાની જેવા હોય છે અને સુરત તથા ભરૂચ જીલ્લામાં થાય છે. (૩) **વાજીઆ**–તે કાળાશ પડતા, રાતા, અને ઝીણાં હોય છે. (૪) **કાઠા**:–રાતા, પુરા નહિં પાકેલા, અને સખત હોય છે. તે કાઠિયાવાડમાં થાય છે. (૫) **પોટા**–જેને આપણા લોકો મડીઆ કહે છે. અને તેનો દાણો ટુંકો છે.

ઘઉ એ એક દળીઉ અનાજ છેઃ—ચણા, વટાણા, તુવેર, વાલ, મગ, અડદ, ચોળા વિગેરે કઠોરને બે ફાડ હોય છે. જેથી તે **દ્વીદળવાળાં** એટલે બે દળવાળા અનાજ કહેવાય છે અને ઘાસની જાતનાં અનાજને બેફાડ હોતી નથી જેથી તે **એકદળીયાં** અનાજ કહેવાય છે. બન્ને જાતનાં અનાજોમાં એકદળીઉં અનાજ વધારે પુષ્ટિકારક હોય છે.

**ઘઉંના લોટ**—ઘઉંમાંથી કાંકરા, કસ્તર વિગેરે કાઢી નાખી તેને ઘંટીમાં દળવાથી લોટ થાય છે લોટને ચાળીએ છીએ ત્યારે તેમાંથી જાડો અને બરછટ ભાગ નીકળે તે થુલું અને ચાળણીમાંથી નીચે પડે તે ચાળેલો લોટ છે થુલામાંથી લોકો થુલી કાડી તેને બાફે છે અને પછી તેમાં ઘી ખાંડ ભેળીને ખાય છે. ચાળેલા લોટમાં જોઇતું પાણી નાંખી કણેક બાંધે છે પછી તેને ગુંદીને રોટલા, રોટલીઓ, પુરીઓ, શીરો, લાડુ વિગેરે અનેક જાતની ખાવાની ચીજો બનાવે છે વળી તેના ખેર બનાવી કાગળો ચોટાડવાના કામમાં આવે છે અને પોટીસ બનાવી ગુમડાં ફોડવાના કામમાં આવે છે.

**પરસુદી, સુજી અને રવો:**—ઘઉંને ભીના કરી દળે અને લોટને ઝીણી ચાયણીએ ચાળ્યો હોય તો જે ચળાઇને પડે છે

તે મેંદો અથવા પરસુદી કહેવાય છે.

ચાળણીમાં જે ચાળણુ રહે છે તેને સુપડામાં ઘાલી ઝાટકીએ તો ભુસું ઉડી નીચે પડે છે. અને રવો સુપડામાં રહે છે.

ભુસું ઢોરને ખાવાના કામમાં આવે છે. તે ઉપરાંત ગરીબ લોકો તેમાં બીજાં ધાન્યનો લોટ ભેળવી રોટલા કરી ખાય છે.

રવાનો શીરો તથા એવી બીજી વાનીઓ બનાવવામાં આવે છે.

પરસુદીને (મેંદાને) પલાળી ઢાંકી રાખવાથી ઘઉંના સત્વમાં રહેલા ખાંડના ભાગને લીધે તેમાં આથો ચઢી ખટાશ આવે છે. એ આથેલા લોટની જલેબી વિગેરે ઘણી ઘણી ચીજો બને છે.

---

## પાઠ ૧૦ મો. પાંદડાંના ઘાટ.

સાહિત્યઃ—આમલી, લીમડો, પીંપળ પીંપળો, બાવળ, વડ આંબો, આસોપાલવ કપાસ ગુલાબ, એરંડી કમળ, કેળ, કુંવાર, તાડ, ખજુરી અને ગુલમો પાંદડાં વિગેરેનાં.

### પાંદડાંના આકાર જુદા જુદા હોય છે.

પાંદડાં ઘણી જાતનાં હોય છે અને તેના આકાર પણ જુદા જુદા હોય છે. કોઇનો આકાર ગોળ તો કોઇનો લંબગોળ, તો કોઇ ખાંચા ખુચીયા, કોઇ જાડાં તો કોઇ પાતળાં કોઇ તરવારની ધાર જેવાં આતરીઓવાળાં તો કોઇ કરકરી ધારવાળાં હોય છે. ઝાડ, છોડ, વેલા વીગેરે વનસ્પતિનાં પાંદડાંનો આકાર પ્રભુએ જુદો જુદો બનાવેલો હોવાથી તે સહેલાઇથી ઓળખી શકાય છે.

પાંદડાં એ ઝાડનું એક અંગ છે, ચરાઉ જાનવરોનો ખોરાક છે, અને માણસોને પણ ખોરાક તરીકે તથા ઓસડ તરીકે કામ આવે છે. નાગરવેલનાં પાન માણસો ખાય છે અને ખાખરાના

પાંદડાંનાં પત્રાળાં પડીઆ બને છે.

(૧) **વડનું પાંદડું**:–ટોચ આગળ અણી પડતું, વચમાં પહોળું અને દાંડી આગળ સાંકડું હોય છે. અને આપણે ખાવાનાં **નાગરવેલનાં** પાનનો આકાર પણ તેને મળતો હોય છે.

(૨) **પીંપળાનું પાંદડું**:—ગંજીફાંના પાનામાંની લાલબદામના આકારનું, કંઇક ગોળ, ટોચ આગળથી લાંબુ અને અણીદાર તથા નીચલા ભાગમાં ખાંચવાળું હોય છે. **પીંપળનું** પાન આ પાંદડાં કરતાં લંબગોળ વધારે હોય છે.

(૩) **આંબાનું પાંદડું**:—આંબો અને આસોપાલવ બંન્નેનાં પાંદડાં એક સરખા આકારનાં અને લાંબા હોય છે. **આસોપાલવના** પાંદડાની કોર કરચલીવળીને ખાંચખુંચી જેવી થયેલી જણાય છે. અને આંબાના પાંદડાંની કોર એક સરખી હોય છે.

(૪) **આંબલીનાં પાંદડાં**:—આંબલીનાં પાંદડાંના છુટા ભાગો તે તરફ ફુટેલા જણાય છે, અને તે ભાગો જાડી નસોમાં જોડાઇ ગયેલા હોય છે. **બાવળ, આવળ, સરગવો, ખીજડીયાં** વિગેરેનાં પાંદડાં આમલીનાં પાંદડાંને મળતાં, ઝીણાં, અને એક સરખા આકારનાં હોય છે. અને પાંદડાંની વચ્ચેની સળી સાથે બન્ને બાજુએથી સામસામાં વળગેલાં હોય છે

(૫) **કમળનું પાંદડું**:—લગભગ ગોળ અને મોટું હોય છે. **અળવીનું** પાંદડું તેથી પણ ઘણું મોટું અને કમળના આકારને મળતું હોય છે.

(૬) **કુંવારનું પાંદડું**:—ઘણું જાડું અને છેડે જતાં અણીવાળું હોય છે. તેમાં ઘણું પાણી રહી શકે છે. અને કુંવાર સુકી જમીનમાં ઉગે છે.

(૭) **કપાસનું પાંદડું**:—કપાસનાં પાંદડાંમાં હાથનાં આંગળાં-ની માફક પાંચ ભાગ જણાય છે. જેથી તેનો ઘાટ હાથનાં મોજાં જેવો લાગે છે.

(૮) **કેળનું પાંદડું**:—જે ઝાડને ઘણું પાણી જોઇએ. તેમાં પાંણી શોષવાનું અને બહાર કાઢી નાખવાનું કામ ઘણી ઝડપથી ચાલે છે. જેથી પાંદડાં મોટાં હોય તોજ જથાબંધ પાણી કાઢી શકે છે. એજ કારણથી કેળનું પાંદડું ઘણું મોટું હોય છે. તાડ, ખજુરી નાળિએરી વિગેરેનાં પાંદડાં કેળના જેવાંજ લંબવર્તુલ હોય છે.

---

## પાઠ ૨૧ મો. જીવજંતુ.

**( કીડી અને પતંગીઓ. )** મુકાબલા રૂપે પણ પદાર્થ પાઠ આપી શકાય.

**કીડી**:—એ ઘણું ઝીણું જંતુ છે. તેનામાં **નર** અને **માદા** એ બે જાતો છે તે બન્નેને પાંખો હોય છે. અને તે સિવાય **વેતરી** કીડી હોય છે તેને પાંખો હોતી નથી, કીડીની પહેલી અવસ્થા તે ઈંડાં ઈંડાં ફોડીને બહાર નીકળે ત્યારે શરીર પાતળું અને શોધી લીટી જેવું હોય છે કે જે **ઇયળ** કહેવાય છે તે બીજી અવસ્થા ઇયળને પગ ન હોવાથી તેનાથી દર બહાર નીકળી શકાય નહિં જેથી કિડિઆરામાંની મોટી કીડિઓ ખોરાક લાવી આપી તેમનું પોષણ કરે છે. એ બીજી અવસ્થા પુરી થયા બાદ ઇયળો પોતાના શરીરમાંથી તાર કાઢી કોશેટા બનાવે છે એ ત્રીજી અવસ્થા અને તેમાં કેટલાક દિવસ સુધી ઉંઘી કોશેટા ભાગી નાખી બહાર નીકળે ત્યારે એ કીડી કહેવાય અને તેથી ચોથી અવસ્થા ગણાય. સઘળાં જીવજંતુઓને આ ચારે અવસ્થા ભોગવવી પડે છે.

કીડીની જાત હમેશા સંપ સંપીનેજ રહે છે. જેથી તે ભારે કામો પણ સહેલાઇથી કરી શકે છે. સંપ અને મહેનતના પરિણામથી વંદા જેવા મોટા જીવડાને પણ કીડીઓ સહેલાઇથી ખેંચી જાય છે. સંપ અને મહેનતુપણાથી પોતાના દરમાં તે પુષ્કળ અનાજનો પોપડો બાંધી શિઆળાના વખતમાં સુખેથી ખાય છે, પણ તે બધાં કામો ત્રીજી જાતકે જે વેતરી કીડી છે તેઓજ કરી શકે છે. તેમનો આખો દિવસ કામમાંજ જાય છે. રાત્રે પણ તેઓ કામ કર્યા કરે છે. તેમનામાં જે નર અને માદા હોય છે તે તો બીલકુલ કામ કરતાં નથી તેમ ઇંડાની સંભાળ પણ લેતાં નથી.

પતંગીઓઃ—એ પણ જીવજંતુમાંજ ગણી શકાય. સઘળાં જીવજંતુને માથુ, છાતી અને જઠર હોય છે તેમ પતંગીઆને પણ હોય છે. પરંતુ પતંગીઆને ચાર પાંખો હોય છે. અને છાતીએ છ પગ હોય છે તેમ બીજાં જીવજંતુઓને હોતું નથી. વધારામાં પતંગીઆને સુંઢ અને મુછ હોય છે. સૂંઢ વડે તે ફુલમાંથી મધ ચૂસી જીવન નિભાવે છે. અને મૂછ વડે તેને કોઇ ચીજ અડે તો તે પારખી કાઢે છે. પરંતુ કીડી જેટલો ઉધાગી અને સંગ્રહ કરનાર તરીકે પતંગીઓ ગણી શકાય નહિં તે કંઇક આળસુ અને મોજીલો હોય છે. પણ કીડી તો મહેનતુ, સંપીલા અને સંગ્રહ કરનારી હોય છે.

પતંગીઆને પણ કીડીના માફક અને સઘળાં જીવજંતુની માફક અવસ્થાઓ ( ઈંડાં રૂપ, ઇયળરૂપ, કોશેટારૂપ, અને છેલ્લું ખરૂં રૂપ. ) ભોગવવું પડે છે.

## પાઠ ૧૨ મો. સમડી અને ગીધ.

**સમડી:**—સમડીએ પક્ષીઓમાં જોરાવર પ્રાણીના વર્ગમાં ગણાય છે તેનું શરીર કદાવર, પગ મજબુત, ઉડવાની શક્તિ પ્રબળ, ચાંચ લાંબીને વળેલી નહોર તીણા અને મજબુત, પુછડી પહોળી અને બે ખાચોવાળી તથા આંખો ચપળ અને તિક્ષ્ણ દ્દષ્ટિવાળી હોય છે. તેના શરીરનો રંગ બદામીઓ લાગે છે. અને માળામાં રહે છે. તેનો માળો કરાંડી, લાકડાં, અને નાનીનાની ડાળીઓથી બાંધેલો હોય છે.

સમડી તીરની માફક અને સપાટાબંધ ઉડી શકે છે. તેની અચાનક ઝાપટ મારવાની રીત આપણને અજાયબી પમાડે છે. સોનાના ચકચકતા દાગીના અને ખાવાની કોઈબી ચીજ આપણા હાથમાં ખુલ્લી દેખશે તો કોણ જાણે ક્યાંથી ઉડી આવી, ઝાટ મારીને લઇ જશે કે આપણે તો મોં પહોળું કરીને જોયાજ કરી શું ! મુએલો સાપ, અન્ય જીવજંતુઓ, અને ચકલી કાબર, વિગેરેનાં ઇંડાં એ તેનો મુખ્ય ખોરાક છે.

**ગીધ**—આ પક્ષી પણ સમડીના જેવું જોરાવર હોય છે. પણ સમડી કરતાં તેનું શરીર વધારે ભારે, મોટું અને કદાવર હોય છે. તેની ચાંચ સમડીના જેવી હોય છે પણ તેના જેટલી વાંકી વળેલી હોતી નથી. છેડેથીજ જરાક વળેલી જણાય છે. અને માથે તથા ગરદને પીંછાં હોય છે, સમડીની માફક તેના નહોર મજબુત ને અણીદાર હોય છે તથા નજરાપણ તીક્ષ્ણ હોય છે. પર્વતો અને ડુંગરોની ખીણમાં તે ઘણે ભાગે રહે છે. અને જાતે ખાઉધરાં ( ખાતાં ધરાય નહિં તેવાં ) હોય છે. મરેલું જનાવર તેઓ ગમે ત્યાંથી પણ શોધી કાઢે છે. અને તેવાં મુએલાં જનાવરોનું કોહેલું માંસએજ તેમનો મુખ્ય ખોરાક છે. માંસના મોટા મોટા કકડા તોડી તોડીને

તેઓ ગળી જાય છે. તે જોઇને આપણને તો કમકમાટ ઉપજે છે. પરંતુ તે સાથે યાદ રાખવું જોઇએ કે એ મુએલાં પ્રાણીઓનાં મુડદાં ગીધ ન ખાય તો તે બધાં કોહવાઇને ગંધાઈ ઉઠે અને હવા અગાડી રોગનો ઉપદ્રવ કરે.

---

## પાઠ ૧૩ મો ખીસકોલી ને સસલું.

**ખીસકોલી:**—રસ્તા ઉપર, ઘરના છાપરા અને ભીંતોપર, તથા ઝાડઉપર દોડતી, ઠેકડા મારતી ખીસકોલી ઘણો વખત જોવામાં આવે છે. તેને ચાર પગ છે, પગે તીણા નખ છે, અને આગલા પગ કરતાં પાછલા પગ લાંબા હોવાથી સહેલાઇથી ઠેકડા મારી શકે છે. તેનો રંગ ઘણો ભપકાદાર નથી. પણ તે ઘણી સુંદર અને દેખાવડી લાગે છે તેની પીઠ પર કાળા પટા હોય છે. બદન રાખોડીઉ હોય છે. અને તેના શરીરની રૂંવાટી સુંવાળી તથા ઘટ હોય છે તથા પુંછડી કાબરચીતરી તથા વાળના ગુચ્છાવાળી હોય છે. અને તે કમાનની માફક ડીલઉપર વળેલી રાખે છે.

તેની આંખ ચળકતી, ચપર. અને ચકોર તથા ઉભા કાનની સાંભળવાની શક્તિ સારી હોય છે એ શક્તિને લીધે તથા ઉતાવળી ગતિને લીધે તે દુશ્મનોથી પોતાનો બચાવ કરી શકે છે. જાતે ઘાતકી અને જોરાવર નથી તોપણ આપણે ઓચીંતા પકડવા જઇએ તો કરડે પણ ખરી.

પોતે પોતાનાં બચ્ચાં સાથે સહીસલામત રહી શકે માટે ઝાડના પોલાણમાં પાંદડાં ઝુમખાંમાં છાપરાંની છતમાં અને એવી એવી ગુપ્ત જગાઓમાંજ તે માળો બાંધીને રહે છે.

ખીસકોલીના દાંત જોકે લાંબાને મજબુત હોય છે પણ બિલાડોની રાક્ષસી જેવા અણીદાર નહિં હોવાથી તે માંસ ખાઈ શકતી નથી.

પરંતુ છોડાંવાળાં દાણાં, મીઠાં ફળ, કુમળી કુમળી કુંપળો અને છોડવા કાતરી ખાય છે,

**સસલું**—એ પણ ખીસકોલીના જેવું બીકણ ચપળ અને સાંભળવાની તેજ શક્તિવાળું પ્રાણી છે. તેના દાંત પહોળા અને મજબુત હોવાથી તે કોઇ પણ વસ્તુ કાતરી ખાય છે, પણ માંસ ખાતું નથી. પણ નાના છોડવા કુંપળો અને દાણા ખાય છે શરીરનો રંગ રાખોડી રતુમડો કે બદામી, ધોળી અને રૂવાટી, ટુંકી ઘટ તથા સુંવાળી હોય છે, ને પુછડી ઘણી ટુંકી છે, એના પાછલા બે પગ મોટા મજબુત હોવાથી તે ઉપરા ચાપરી મોટી ફાળો ભરી શકે છે, અને મોઢાપરની મૂછોના વાળને લીધે તે અંધારામાં પણ રસ્તો શોધી શકે છે.

સસલું ઘણું ખરૂં તો વગડામાં લાંબા ઘાસના ઠણાંઓમાં, અને જાળાંઓમાં રહે છે. અને સમીસાંજે તનાંતુલ ખાવાને તે ખેતરોમાં પેસે છે કોઇ વેળાતો તે ખેતરને ઘણું નુકસાન કરે છે. જેથી તેને પકડવાને લોકો પાંજરાં મુકે છે, ગોળીથી વીંધે છે. અગર કૂતરા પાસે પકડાવીને મારી નાંખે છે.

**ખીસ્કોલી, સસલું, અને ઉંદર, એ ત્રણે** કાતરી ખાનારાં પ્રાણીઓના વર્ગનાં છે.

## પાઠ ૧૪ કુતરો.

**સાહિત્ય**—કુતરો, વરૂ ( નાર. ) શિયાળ અને લોંકડીનાં ચિત્રો ( તમામ અવયવો આબેહુબ દેખાવ તેવાં પિક્ચરો મેળવવાં.)

કુતરા ઘણી જાતના હોય છે, વસ્તીમાં રહે છે અને માણસો પાળે છે તે કુતરા કાળા, ધોળા; રાતા વગેરે રંગના હોય છે. અને

જંગલી કુતરા એવા જુદા જુદા રંગના હોતા નથી. ઘણે ભાગે તેઓ કાળા હોય છે.

કુતરાના શરીરના મુખ્ય ત્રણભાગ પાડી સકાય. ( ૧ ) ડોકું ( ધડ સાથે ) પગ અને પુંછડી.

ડોકાના ભાગમાં લાંબું અણીવાળું મ્હોં, નસકોરાનાં બે ગોળ કાણાં, બે આંખો, બેકાન, માથું અને ગરદન આવેલી છે. ધડમાં ઉપરની બાજુએ પીઠ, આગલા પગ આગળ છાતી, અને પાછલા ભાગમાં પેટ આવેલું છે. શરીર ઉપર રૂવાં અને ચામડી જાડી હોવાને લીધે ટાઢ, તાપથી તેમનું રક્ષણ થઇ શકે છે.

પગ ચાર છે. તે લાંબા અને મજબુત તેમજ છાતી પહોળી હોવાથી બહુવેગથી દોડી શકે છે. આગલા બે પગે પંચપાંચ અને પાછલા બે પગે ચાર ચાર મળીને કુલ અઢાર આંગળાં હોય છે. અને આંગળાંને છેડે તીણા નહોર હોવાથી દોડવું, ભોંય ખોતરવી, શિકાર કરવો વિગેરે સહેલાઇથી કરી શકે છે.

પુછડીઃ—સઘળા કુતરાની પુછડી વાંકી હોય છે જ્યારે તેઓ ખુશી હોય છે ત્યારે તેને હલાવે છે ને બીએ ત્યારે પાછલા બેઉ પગ વચ્ચે ઘાલે છે. એ પુછડીમાં સ્થિતિ સ્થાપકતાનો ગુણ છે, ગમે પ્રયત્નોથી પણ તે સીધી નહીં થતાં વાંકીને વાંકીજ રહે છે.

કુતરાંનો ખોરાક—ગામમાં રહેનારાં કુતરાં અનાજ, છાશ, દુધ માસ વિગેરે ખાય છે. પણ માંસ તો કવચિતજ ખાય છે.જંગલી કુતરાંઓ ફક્ત માંસથીજ પોતાનો નિર્વાહ ચલાવે છે. કુતરાના મોની નીચે મોટા અણીવાળા દાંત છે તેને રાક્ષી કહે છે તે સિવાય બીજા દાંતો અણીવાળા છે દાઢો ન હોવાથી કુતરો પોતાનો ખોરાક કકડા કરીને ગળી જાય છે.

મોંની અંદર જીભ છે તે સુંવાળી અને ચલકતી હોય છે. જ્યારે તે હાંફે છે ત્યારે બીની જગ્યામાં બેસી જીભ બહાર કાઢે છે. એટલે તેમાંથી લાળ વછુટે છે આપણો પરસેવો જેમ ચામડી વાટે બહાર નીકળી જાય છે તેમ કુતરાનો પરસેવો જીભ વાટે બહાર નીકળે છે.

ઉત્પત્તિ:—કુતરામાં નર અને માદા બે જાત હોય છે. નર ને કુતરો અને માદાને કુતરી કહેવામાં આવે છે. તે માદા (કુતરી) જ્યારે વિઆય ત્યારે ચાર પાંચ કે તેથી વધારે બચ્ચાં અવતરે છે. તે કુર કુરીઆં કહેવાય છે. જન્મ્યાં ત્યારથી આશરે બે અઠવાં-ડીયાં સુધી તેમની આંખ બીડાઇ રહે છે પછી ઉઘડે છે. જ્યારે આંખો ઉઘડે છે ત્યારે તે કુતરી સાથે ફરે છે ને ખોરાક શોધતાં તથા ખાતાં શીખતાં સુધી તે ધાવીને ઉછરે છે.

સ્વભાવ:—કુતરાં નિમકહલાલ જોરાવર અને હોંશીયાર હોય છે. તેનામાં વાસ પરખવાની પ્રબળ શક્તિ હોય છે. તેને જે જે શીખવીએ તે બધું ચાલાકીથી શીખી લે છે. ઉંઘ બહુ થોડી હોય છે. જરાક પણ અવાજ થતાં જાગી ઉઠી સાવધ થઇ જાય છે. થોડું ખાવાનું મળે તો તેથી સંતોષ રાખી ચલાવી લે છે. તેને જ્યારે કંઈ દુ:ખ થાય ત્યારે તે રડે છે. તેના રૂદનનો અવાજ ભયં-કર લાગે છે. આટલું છતાં કુતરાની જાત અદેખી હોય છે. એક કુતરૂં બીજા અજાણ્યા કુતરાને પોતાના સ્થાનકમાં કદી પણ આવવા જવા દેતું નથી; બસી કરડીને પણ કાઢી મુકે છે.

---

## પાઠ ૧૫ મો કુતરાની જાતના પ્રાણી.

સાહિત્ય:—( પાછલા પાઠમાં જણાવ્યું છે તેજ. )

**કુતરાને મળતા પ્રાણીઓ ત્રણ છે.**

**(૧) વરૂ. (નર) ૨ શિઆળ, અને (૩) લોંકડી.**

વરૂઃ—વરૂના શરીરનો ઘણો ભાગ કુતરાને મળતોજ આવે છે. કુતરાની માફક તેના ડોકમાં પણ મ્હોં, નાક, આંખો. કાન, ગળું વિગેરે બધું છે. વરૂનું મ્હોં કુતરાના જેવું લાંબુ, સરખા આકારનું અને સરખી જાડાઇનું હોય છે. કુતરાની માફક તેને પણ બે જડબાં છે. અને આગલા દાંત અણીદાર તથા પાછલા દાંત દાઢો જેવા હોવાથી તેને ખોરાક ચાવવાની સુગમતા પડે છે. કુતરાથી ખોરાક ચાવી શકાતો નથી.

કુતરાના કાન ટટારને ઉભા હોય છે, આંખ મોટી હોય છે. અને પુછડી કુતરાના જેવી વળેલી નહિં પણ સીધી હોય છે. તેની ગરદનના વાળ બરછટ હોવાથી કુતરા કરતાં તે જાડી લાગે છે. અને તેના પગ તથા નળા કુતરાને મળતા છે.

વરૂ શિકારી પ્રાણી હોવાથી ડુંગરો અને જંગલોમાંજ રહે છે. ઘણું કરીને ઠંડા દેશોનાં જંગલોમાં વરૂ વધારે હોય છે, અને ત્યાં તે બોડ ખોદીને તેમાં ભરાઇ રહે છે. રાત્રે કોઇ વખત તે વસ્તીમાં ઘુસી જઇ બકરૂં કે ઘેટું મારી નાખે છે.

વરૂ જાતનું જો કે બીકણુ હોવા છતા તેનો ચહેરો વીકાળ લાગે છે. કુતરા કરતાં ઘણું જોરાવર હોય છે. અને જ્યારે તેને બહુજ ભૂખ લાગી હોય છે ત્યારે તે ઘણુંજ છાતીવાળું અને વિકાળ જણાય છે. ને તે વખતે માણુસ ઉપર હુમલો કરવામાં પણ પાછું પડતુ નથી.

**શિઆળઃ**—એનો રંગ કાબર ચીતરો, બદામી અને કાળાશ પડતો છે. ડાચું વરૂ કરતાં વધારે અણીવાળું અને પુંછડીએ વાળનો

જથ્થો હોય છે. તેની આંખો નાની, ગોળ, અને ભૂરાશ પડતી હોય છે. તે વરૂ અને કુતરાં કરતાં નાનું હોય છે પણ ઘણી બાબતોમાં તેઅને મળતું આવે છે.

શિયાળ ટોળામાંજ રહે છે અને ટોળે મળીનેજ શિકારે જાય છે. એ પ્રાણી ઘણું પકકું ખંધું અને લુચ્ચું છે. તેની લુચ્ચાઇની ઘણી વાતો આપણે વાંચીએ છીએ અને સંભાળીએ છીએ. જો લાગ ફાવે તો ગામમાંથી બકરાં કે ઘેટાંનાં બચ્ચાં અને મરઘડાં લેઇ જાય છે. ઘણી વખતે તે સીંહને વાઘની પાછળ ફરતું ફરે છે. અને તેમણે શિકાર મારી ખાતાં ધરાઇ રહેવાથી પડયો મુકયો હોય તે તે ખાઇ જાય છે અને કોઇ વખત સીંહ વાઘને છેતરવામાં પણ પાછું હઠતું નથી.

લોંકડી—એનો દેખાવ પણ ઉપરના પ્રાણીઓને મળતોજ છે તેના કાન વરૂ જેવા, શિયાળના જેવું અણીદાર મોંમાથું ગોળ, પગ ટુકા આંખમાં બિલાડીના જેવી ફાટ, અને પુંછડી એવાળનો ભારો હોય છે. તથા વરૂ, શિયાળ કરતાં નાનું હોય છે.

લોંકડીને શિયાળનો પિત્રાઇ ભાઇ કહીએ તોપણ ચાલે કારણકે તે લુચ્ચાઇમા શિયાળથી કોઇ રીતે ઉતરે તેવું નથી. ટોળામાં રહેતું નથી. પણ રાત્રે એકલુજ શિકારની ખોળ કરવા નીકળે છે. મરઘાં, સસલાં અને ઉંદર વીગેરે મારી ખાય છે પણ તેને માંસ કરતાં ફળ બહુ ભાવે છે. જેથી તે શેરડીના વાડમાં અને દ્રાક્ષના માંડવામાં પેસી જઇ ઘણું નુકશાન કરી નાખે છે.

## પાઠ ૧૬ મો. બિલાડી.

**સાહિત્ય**—બિલાડી અને તેનાં બચ્ચાંનું ચિત્ર.

બિલાડી બે જાતની હોય છે. (૧) વસ્તીમા ઘરોમાં રહેનારી અને, (૨) જંગલમાં રહેનારી. પહેલી જાતની ઘરમાં રહેનારી બિલાડીઓ રાંધેલું અનાજ, રોટલી, ઘી, દુધ, અને ઉંદર વિગેરે નાનાં પ્રાણીઓ મારીને નિર્વાહ ચલાવે છે, અને બીજી જાતનાં જંગલી

બિલાડાના શરીરના ત્રણ ભાગ પાડી શકાય. (૧) ડોકું, (૨) ધડ અને (૩) પગ.

ડોકવાળા ભાગમાં મ્હોં, નાક, આંખો, કાન, માથું અને ગરદન છે. મ્હોંમાં બે જડબાં, તીણા અણીદારને મજબુત દાંત, તથા ખડબચડી અને કાકરવાળી જીભ આવેલી છે. મ્હોં ઉપર આવલી મુછોના જાડાવાળને લીધે તે અંધારામાં કોઈ પણ વસ્તુ ઓળખી કાઢે છે. આંખો માંજરી, ચળકતી, અને અંધારામાં પણ સુઝી શકે તેવી તેજદાર હોય છે, માથાનો ભાગ આંખો ઉપર ઉભો હોવાથી તેનું મોઢું કંઈક બિહામણું લાગે છે. કાન ટુંકા અને ઉભા હોવાથી જરા પણ અવાજ થતાં તે ચેતી જાય છે અને ગરદન ટુંકી હોય છે.

ધડવાળા ભાગમાં છાતી, પેટ, અને પુંછડી આવેલી છે. બિલાડીના શરીર પર રૂવાંટી હોવાથી તેને ટાઢ તાપ લાગતાં નથી વળી બિલાડીના શરીર પર ચટપટા પણ હોય છે. અને પુંછડી લાંબી હોય છે.

પગ ટુંકા અને મજબુત હોવાથી દોડાવું ઠીક ફાવે છે આગલે પગે પાંચ પાંચ અને પાછલા પગે ચાર ચાર આંગળાં હોય છે. અને આંગળાંને છેડે કઠણ, તીણા તથા અણીદાર નહોર હોય છે આપણે જેમ મ્યાનમાંથી તરવાર બહાર ખેંચી કાઢીએ છીએ તેમ

બિલાડી પંજામાંથી એકદમ નહોર કાઢી શકે છે. અને તેનાવડે તે પોતાનો શિકાર મારી પાડે છે, નહોર વધીને મોટા થવાથી પંજામાં સમાય નહિં ત્યારે ઝાડનું થડ, લાકડું અગર એવી કોઇ બીજી ચીજ સાથે ઘસીને નાના કરે છે.

બિલાડી પોતાનાં બચ્ચાં પર બહુ પ્રીતિ રાખે છે જ્યારે તે વિઆય છે ત્યારે ૨ થી ૬ સુધી બચ્ચાં આવે છે. તેનામાં બે જાત છે. નર અને માદા નરને બિલાડો અને માદાને બિલાડી કહે છે. બિલાડીનાં બચ્ચાં નાનાં હોય છે ત્યારે બહુ મનોહર લાગે છે. અનાજ, અને કપડાં લત્તાં વિગેરે કરડી ખાનારા ઉંદરોને તો બિલાડી દેખે છે ત્યાંથી મારી નાખી ખાઇ જાય છે. બિલાડીના ચાલવાથી બિલકુલ અવાજ થનો ન હોવાથી ઉંદરો વહેલા સપડાઇ જાય છે. બિલાડી માણસ અને કુતરાંથી બીએ છે તેમજ વધુ ખીજવાયલી હોય તો સામી થઇ જવામાં પણ પાછી પાની કરતી નથી.

---

## પાઠ ૧૭ મો. બિલાડીની જાતનાં પ્રાણી.

**સાહિત્ય:**—વાઘ, સિંહ, અને વાઘણ, સિંહણનું બચ્ચાં સાથેનું ચિત્ર.

વાઘ અને સિંહ એ ઘણું વીકરાળ અને ઝનુની તથા ભયંકર પ્રાણી છે. આખી દુનિયામાં સિંહ સીવાયનાં બધાં જાનવરો કરતાં વાઘ બહુ જોરાવર હોય છે, તે ડુંગરો અને જંગલોમાંજ રહે છે. ઘણું કરીને તે વસ્તીમાં તો આવતોજ નથી.

વાઘના શરીરના તમામ અવયવો બિલાડીને મળતાજ છે. બિલાડી એ વાઘની માશી કહેવાય છે માટે માશીની જાતનોજ ભાણેજ હોય એમાં કાંઇ નવાઇ નથી. વાઘના શરીર ઉપર ચટાપટા

હોય છે અને પીઠ મજબુત હોવાથી તે ઘણું બોજો ઉઠાવી શકે છે જનાવરોને પાણી પીવાનાં ઠેકાણાં જેવાં કે નદી, નાળાં ઝાડી, ડુંગર વિગેરે જગાઓમાં વાઘ સંતાઇ રહે છે. કારણ કે ત્યાં પાણી પીવા આવનાર જનાવરોને સહેલાઇથી મારી શકાય.

વાઘ સિંહના કરતાં લાંબો પણ કંઇક નીચો હોય છે. તે લોહીનો એટલો બધો ચાખેલ હોય છે કે ભુખ્યો હોય યા ન હોય તોપણ પ્રાણીઓને મારી નાખે છે. તેના શરીરમાંથી ઘણી ગંધ નીકળે છે જેથી પ્રાણીઓ ચેતી જાય છે અને ગંધ આવતાંજ નાસવા માંડી પડે છે. તેને જીવતો પકડવો એ બહુજ મુસ્કેલી ભરેલું કામ છે. પાળેલા વાઘે પણ જો માંસ ચાખ્યું તો તે જાતિ સ્વભાવ પર જઇ ઘાતકી બની જાય છે. વાઘને તરતા સારૂ આવડે છે પણ તે દેવતાથી ભય પામીને નાશી જાય છે. વાઘ આવો સમર્થ હોવા છતાં આળસુ બહુ હોય છે. પોતાની પાસે થઇને શિકાર જતો હોય તોપણ તે બેસીજ રહે છે, પ્રભુએ વાઘમાં આળસનો આવો ગુણ ન મુકયો હોત તો તે બધી દુનિયાંને ઉજડ કરત.

દિપડા અને ચિત્તા એ વાઘની જાતના પ્રાણી છે.

દિપડો એ વાઘ કરતાં નાનું પણ દેખાવડું ચંચળ, અને બળવાન પ્રાણી છે. તેના ડીલનો રંગ ઝાખો પીળો હોય છે અને શરીરપર ફુલના આકારનાં જરા ગોળ અને કાળાં ચાઠાં હોય છે. તે ડુંગરાઓ અને જંગલોમાંજ રહે છે અને કોઇ કોઇ વખત ઢોર તથા માણસોને આંતરી ઘણા હેરાન કરે છે,

**સીંહઃ—**આ પ્રાણી બધાં જનાવરોમાં સૌથી વધારે બળવાન છે સીંહ એ વનનો રાજા કહેવાય છે તેને **શાર્દુલ** અને **કેશરી** પણ કહે છે આપણા દેશમાં તો તે કોઇકજ ઠેકાણે માલમ પડે છે

કાઠિઆવાડમાં ગીરનાં જંગલ સિવાય બીજે ક્યાંઇ તે જોવામાં આ-વતો નથી તેનું તમામ છરીર બિલાડી અને વાઘને મળતું આવે છે પણ વાઘ કરતાં સીંહ ઉંચો હોય છે. તેની આંખો અગ્નિના ગો-ળાની માફક ચળકતી હોય છે અને ડોક ઉપર લાંબા, કાળાશ પડતા અને સુંવાળા વાળ હોય છે તેને યાળ અથવા કેશવાળી કહે છે.

સીંહ પોતાનો શિકાર છાનોમાનો પકડતો નથી પણ ચેતાવીને પકડે છે અને જ્યારે ભૂખ્યો થયો હોય ત્યારેજ તે બીજાં પ્રાણીને મારે છે તોપણ તે માણસનો શિકાર તો ભાગ્યેજ કરે છે. સીંહનો શિકાર કરવો કે જીવતો પકડવો તે બહુ વિકટ અને જીંદગીના જો-ખમનું કામ છે,

સીંહ અને વાઘ ઘણાં વરસ જીવે છે. સીંહ કરતાં સીંહણ અને વાઘ કરતાં વાઘણ વધારે હંસીલી અને જોરાવર હોય છે, સીંહણ તથા વાઘણ આખા જીવનમાં એકજ વાર વીઆયે છે અને તેમને ફક્ત બેજ બચ્ચાં અવતરે છે. ( પ્રભુએ જો આ કુદરતી નિ-યમ તેઓને માટે ન રાખ્યો હોત ને બિલાડી તથા કુતરીઓની માફક વારંવાર વિઆવાનું એક એકી ફેરે છ છ બચ્ચાં અવતરવાનું નિર્માણ કર્યું હોત તો એ ઘાતકી પ્રાણીઓ વધી જાત ને પૃથ્વી ઉજડ. )

વાઘની ચરબી દવાના કામમાં આવે છે. અને તેનું તથા સીં-હનું ચામડું બિચાના તરીકે વપરાય છે. હિંદુ લોકો તે વ્યાઘ્રચર્મને પવિત્ર માને છે.

## પાઠ ૧૮ મો. હાડકાં અને માંસના લોચા.

**સાહિત્ય**—હાડપિંજર અને મનુષ્ય આકૃતિનું પિક્ચર.

**હાડકાં**—હાથ, પગ, પીઠ, છાતી, માથું વગેરે જગાપર દાબી જોતાં કઠણુતા માલમ પડે છે. જે જે જગા કઠણ લાગે છે ત્યાં ત્યાં બધે હાડકાં છે એમ સમજી લેવું. એ બધાં હાડકાનું આપણું જે આખું શરીર બનેલું છે તેને હાડપિંજર કહે છે.

( જુઓ ત્રીજી ચોપડીનો પાઠ ૬૫ મો. )

હાડકાનું કામ શરીરના માંસવાળા ભાગને મદદ કરવાનું છે. જેમ હાડકાં મજબુત અને કસાયલાં હોય તેમ શરીર વધારે બળવાન હોય. જુદાં જુદાં પ્રાણીઓનાં હાડકાંના ઘાટ જુદાં જુદાં હોય છે. ગોકળગાય, કરોળીયા, પતંગીઆં અને ઇયળ જેવાં પોચા શરીરવાળા જંતુઓ, જાનવરો તથા પ્રાણીઓને બીલકુલ હાડકાં હોતાં નથી. આપણા શરીરમાં ૨૦૦ ઉપરાંત હાડકાં છે.

માણસના શરીરના (૧) ડોકું. (૨) ધડ અને (૩) હાથપગ એમ ત્રણ ભાગ છે. ડોકાના ભાગમાં માથું ( ખોપરી સહીત) કાન, આંખો, નાક, મ્હોં દાઢી જડબાં વિગેરે ભાગોના હાડકાં આવેલાં છે ધડવાળા ભાગમાં ડોકું, અને હાથપગ સીવાયનો તમામ ભાગ અને તેમાં હાડકાં આવેલાં છે કરોડ, છાતી, પાંસળીઓ, કમર, નળા વિગેરે ભાગો નાનાં મોટાં હાડકાંઓના સંધાનથી થયેલાં છે. હાથનાં હાડકામાં ભુજા હાથ અને પંજો, એ ત્રણ મુખ્ય ભાગ છે. હાથના કાંડાના હાડકા નાના અને આંગળીઓના મોટા હોય છે અને પગના હાડકા જાડા, ભારે અને દેખાવમાં કદરૂપા હોય છે. આ ઉપરથી જણાય છે કે શરીરમાના અગત્યના અવયવો હાડપિંજરમાં હાકડાના ખોખામાં ) બહુ સંભાળ પૂર્વક ગોઠવેલા છે.

હાડકા રંગે ધોળા, કઠણ અને મજબુત હોય છે. માણસના

મુડદાને બાળે છે ત્યારે હાડકાં બળી જઇને કળીચૂના જેવી રાખ પડી રહે છે.

જો પ્રભુએ શરીરમાં હાડકાં ન બનાવ્યાં હોત તો આપણું શરીર ટટાર ન રહી શકતાં એક ઢગલા જેવું જણાત અને આકાર માલમ પડત.

ખોપરી ચહેરો અને છાતી ઈત્યાદિનાં હાડકાં શરીરના અંદરનાર ભાગોનું રક્ષણ કરે છે.

હાથીનાં હાડકાં હાથીદાંત તરીકે વપરાય છે તેમ કોઇ કોઇ જાનવરોનાં હાડકાં ઘણાં કામમાં આવે છે ને તેની કેટલીક ચીજો બને છે.

**માંસ**—આપણું હાડપિંજર એક સંચા જેવું છે. તેમાં ઘણી જાતની ક્રિયાઓ થાય છે. જેમ કે ગરદન આમ તેમ ફરે છે, કાંડું વળે છે, હાથ ઉંચો થાય છે પગ ગમે તેમ વાળી શકાય છે, ચલાય છે, દોડાય છે. એ બધી ક્રિયાઓ હાડકાં અને માંસના લોચા બંન્નેથી થાય છે.

આપણા શરીરની ચામડી ઉતારી લેતાં શરીરપર બધે રાતું માંસ જણાય છે જોકે માંસ બધે ઠેકાણે રાતુ હોતુ નથી પણ લોહી લાલ હોવાથી અને માંસમાં લોહી મળી ગએલું હોવાથી માંસ લાલ જણાય છે પણ જો માંસના લોચાને પાણીથી ધોવામાં આવે તો લાલ રંગ જતો રહીને લોચા ધોળાશ પડતા જણાશે.

**માંસના લોચા**—આપણા શરીરમાં ગતિ ઉત્પન્ન કરે છે. આપણા શરીરમાં લગભગ નાના મોટા મળીને પાંચસો ઉપરાંત લોચા હશે. કોઇ લોચા હાડકાંની ઉપર, કોઈ હાડકાંની વચમાં, અને કોઈ ચામડી તથા હાડકાંઓની વચમાં આવી રહેલા છે.

હાથ ઉચકાય છે ત્યારે તેમાંનું માંસ નાનકડા દેડકાના જેવું ફુલીને ગોટલો બને છે તેમજ હાથ લાંબો કરીએ છીએ ત્યારે માંસ પેશી લાંબી થાય છે અને ગોટલો બેશી જાય છે. **માંસ પેશી** (માંસના લોચા.) રેસાઓની બનેલી છે અને રબ્બરની માફક તે લાંબી ટુંકી થઇ શકે છે જેથી સાબિત થાય છે કે માંસના લોચામાં **સ્થિતિ સ્થાપકતાનો** ગુણ છે.

ચાલવું, ફરવું, દોડવું, ઉઠવું, બેસવું, કસરત, ડ્રિલ અને કંઇબી કામ આપણે કરીએ છીએ તે બધું માંસના લોચા વડેજ બની શકે છે. એકલુંજ હાડ પિંજર ( માંસના લોચા વગરનું ) કાંઇ પણ કરી શકતુ નથી. ચોકસ યાદ રાખવું કે કોઇબી જાતની શરીરની ક્રિયા માંસના લોચાથીજ થાય છે.

માંસના લોચા એ એક ઇંદ્રિય છે તે પણ ધ્યાનમાં રાખવું જોઇએ કારણ કે જીભમાં રહેલા માંસના લોચાથી બોલી શકવાને મદદ મળે છે અને ખાવાની કોઇપણ વસ્તુના ગુણ દોષ જાણી શકાય છે. હથેલીની અંદર રહેલા લોચાથી કોઇપણ પદાર્થની કઠણતા કે નરમાશ જાણી શકાય છે અને કોઈ પણ વસ્તુને હાથમાં ઉછાળી જોતાં તેના વજનનું આપણને ભાન થાય છે.

## પાઠ ૧૯ મો. ચામડી.

**સાહિત્ય:—સૂક્ષ્મદર્શક યંત્ર.**

તમામ પ્રાણીઓનાં શરીરની ચામડી એ કુદરતી ઢાંકણ છે ચામડીને લીધે શરીર સુંવાળું લાગે છે. અને હાડકાં તથા માંસના લોચાઓ આંતરડાં, નસો વિગેરે શરીરના અંદરના ભાગોનું રક્ષણ થાય છે **ચામડીમાં ત્રણ પડ હોય છે. (૧) ઉપલું (૨) વચલું. અને**

(૩) અંદરનું. શરીરમાં ઢીમાં, ફોલા, ગોડ વીગેરે નીકળે છે. તથા દાઝીએ છીએ ત્યારે ઉપલું પડ ઉપસી આવે છે અને ખેંચાય છે. આ પડમા લોહી હોતું નથી તેમ તેને ચીરવા કાપવાથી કંઇ દુઃખ પણ થતું નથી. ઘા રૂઝાતો જાય છે તેમ ધીરે ધીરે ઉપસેલી ચામડી ખરી પડે છે અને નવી ચામડી આવતી જાય છે. તે નવી ચામડી શરીરની સાથે એવી સજ્જડ રીતે મળી જાય છે કે દરદ ક્યાં હતું તેની નિશાની પણ જતે દહાડે રહેતી નથી. સાપપોતાની ચામડી દરવર્ષે ઉતારે છે કે જેને આપણે કાચળી કહીએ છીએ તે પણ ચામડીનું સૌથી ઉપલું પડ સમજવું.

(૨) વચલું પડ. આ પડ ઘણા રેસાઓના અનુસંધાનથી બનેલું છે અને રેસાઓની વચમાં જ્ઞાનતંતુઓ હોવાથી આ પડને કંઇ પણ ઘોચાતા તરત ખબર પડી જાય છે અને દુઃખ થાય છે.

(૩) અંદરનું પડ. આ પડમાં લોહીની ઘણીજ ઝીણી નસો ( રક્ત વાહિનીઓ ) એક બીજી સાથે સજ્જડ જોડાયલી અને ગુંથાએલી હોવાથી તેને જરાપણ ઘસારો લાગતાં અંદરથી લોહી નીકળે છે ને આપણને દુઃખ થાય છે. આ પડમાં લોહી પુષ્કળ હોવાથી લાલ ચોળ જણાય છે. અને એટલું બધું આળું હોય છે કે તેને આંગળી અડાડતાં પણ ખમાય નહિં. આ પડના ચામડી ઘણી કુમળી હોવાથી ખુલી ન રહી શકે માટે તેનાપર પ્રભુએ બે પડનું ઢાકણુ કરેલું છે.

સુક્ષ્મદર્શક યંત્રવડે જેવાં ચામડીમાં ઘણાંજ ભીંગડાં હોય છે સાંભળ્યું છે કે એક રૂપીઓ માય તેટલી જગામાં આશરે ૨૫૦ ) ભીંગડા હોય છે. અને તે ભીંગડામાં પણ પાછાં ઝીણાં ઝીણાં કાણાં હોય છે.

એ કાણાંને છિદ્રો કહે છે. આપણા શરીરપર લગભગ ૧૦ લાખ સુધી એવાં છિદ્રો હોય છે એ છિદ્રા મારફતે શરીરમાંનો મેલ પરસેવારૂપે બહાર નીકળે છે.

ચામડીથી શરીર શોભીતું હોય છે, શરીરના અવયવોનું રક્ષણ થાય છે. શરીરમાંનો મેલ પરસેવા રૂપે બહાર નીકળી જાય છે. વળી ચામડીમાંથી વાળ ( રૂંવાટી ) ઉગે છે. તે તેનું રક્ષણ કરે છે આપણે શરીરે તો વાળ થોડા યા નહિ જેવા હોય છે. પણ ઘેટાં બકરાં વિગેરેના ડીલપર પુષ્કળ વાળ હોય છે. જે પ્રાણીઓના ડીલપર ઘણા વાળ હોય તેમની ચામડી પાતળી, અને ઓછા વાળ હોય તેમની જાડી હોય છે. હાથી તથા ગેંડાના ડીલપર વાળ ઓછા હોય છે તો તેમની ચામડી પણ જાડી હોય છે જેથી ટાઢની મોસમમાં તેમને ટાઢ વાતી નથી.

માણસોના શરીરની ચામડી પણ સરખી હોતી નથી. હથેલીની અને પગનાં તળીઅાની ચામડી જાડી હોય છે. શરીરનો જે ભાગ હવામાં હમેશાં ખુલ્લો રહે છે અને જેને વધારે મહેનત પડે છે તે ભાગ લઠ્ઠ અને સખત હોય છે. અને તેથીજ મજુરોના હાથપગ ચામડા જેવા સખત હોય છે.

---

## પાઠ ૨૦ મો. ચામડું.

### સાહિત્ય—( ચામડાં અને તેની ચીજો )

પાછલા પાઠમાં આપણા જાણવામાં આવી ગયું કે આપણા શરીરની ચામડી છિદ્રાળુ, રેસાઓથી ગુંથાએલી અને રૂંવાટી વાળી છે. ચામડીનાં પડ એક બીજા સાથે સજ્જડ ચોટેલા હોય છે.

આપણી ચાંમડીનો કાંઇપણ ઉપયોગ થતો નથી. પશુ જનાવરોનાં ચામડાંના જોડા, પાકીટ, પટા, બુટ ચોપડીઓનાં પૂંઠાં,મસક,પખાલ, ઘોડાનાં જીન હાથનાં મોજા. વિગેરે ઘણી જાતનો સામાન બની શકે છે.

ગયા પાઠમાં આપણે ભણી ગયા કે જે પ્રાણીઓનાં શરીરનું રક્ષણ ઘણુંવાળ, પીછા અને રૂવાથી થાય, તેમની ચામડી પાતળી અને બીજાઓની જાડી હોય છે." માણસો તથા પંખીઓની ચામડી પાતળી અને પશુઓ જેવા કે ભેંસ, પાડા, બળદ, હાથી ગેંડા, વિગેરેની ચામડી જાડી હોય છે. પશુઓની એ જાડી ચામડી તેનેજ ચામડું કે ચામરાં કહે છે. જેમ ચામડી વધારે જાડી હોય તેમ વધારે મજબુત અને ટકાઉ હોય તે ધ્યાનમાં રાખવું.

મુએલા પશુઓને ચમારવાડામાં લેઈ જવા ચમાર લોકો તે મુડદાની ચામડી ઉતારે છે. ચામડીને માંસ લોહી તથા હાડકાથી અલગ કરે છે ત્યારે તે ચામડીને આળાં કહે છે તેને વધારે વાર રહેવા દેતો સડી જઇ ખરાબ થઇ જાય જેથી ઉતરડીને તુરત તેને પકવવાના (કમાવવાના) ઉપાયો કરવા માંડે છે.

**પકાયાં** (કમાવ્યા) વગરનું ચામડું ભેજવાળું અને નરમ હોય છે. ચામડાને સુકવે નહિં તો તે કોહવા માંડે છે. તેમજ ઘણું સુકવવામાં આવે તો ખરબચડું અને સખત થાય છે તથા તરડે છે, અને ઘડી વાળીએ તુટી જાય છે.

**કમાવેલું**. ચામડું સુંવાળું હલકું અને વળે એવું નરમ થાય છે તે જલદીથી તુટતું નથી. તેમજ તે લાંબી મુદત સુધી ટકી શકે છે. અને તેમાં પાણી પણ ઉતરી શકતું નથી.

ચામડું કમાવવાને માટે ચમાર લોકો આળાં ચામડાને લેઇ

નાંખી આકડાનું દૂધ લગાડે છે. એટલે વાળ ખરી પડે છે. અગર ચુનાના પાણીમાં બાર પંદર દિવસ સુધી પલાળી રાખવાથી પણ વાળ ખરી પડે છે, પછી એક મ્હોટા વાસણમાં અગર કુંડમાં ભરી તેમાં બાવળ આવળની છાલ, ને હરડાં બેડાનો ભૂકો વીગેરે નાંખી એક રસ કરી તેમાં ચામડાં બોળી મુકી, દસ પંદર દિવસે બહાર કાઢી તેના કોથળા કે કોથળીઓ સીવી ફરીથી પાછો ઉપરનો મશાલો ભરી એકાદ આડાઉંચું ટાંગી મુકે છે. પછી તેને ધોઇ, તેલ, ચોપડી સુકવવા મૂકે છે. સુકવ્યા પછી રાંપીથી સાફ કરે છે એટલે ચોકખું ચામડું થાય છે ને તેની જે ચીજો બનાવવી હોય તે બને છે. જેમ જેમ ચામડાંને ઉંચી કારીગરીથી પકડવાંમાં આવે છે તેમ તેમ તેની કિંમત વધતી ગણાય છે, કેટલાક એવી ઉંચી જાતના ચામડાં હોય છે કે ૧ શેર લેવા જતાં તેની કિંમતના ત્રણ રૂ. આપવા પડે છે. કમાવેલાં ચામડાં બે પ્રકારના હોય છે. (૧) કુમળું અને (૨) સખત. બકરાં ઘેટાં, વાછરડાં વીગેરેનાં ચામડા કુમળા હોય છે, તેનો ઉપયોગ હાથના મોજાં, પાકીટ વિગેરે નાજુક ચીજો બનાવવાના કામમાં થાય છે.

ગાય, ભેંસ, બળદ, પાડાં, મગર, ગેંડા, હાથી, હરણ, ડુક્કર, વિગેરેનું ચામડું જાડું હોય છે. સંચાના પટા, ઘોડાના જીન, પખાલો, ત્રાજવા, કુપ્પા, કોસ, બુટ, વિગેરે બનાવવાના કામમાં તેનો ઉપયોગ થાય છે.

હરણ અને વાઘનું ચામડું હિંદુ લોકો પવિત્ર માને છે ગરીબ લોકોમાં અને કેટલાક દેશોમાં ચામડાના લુગડા બનાવીને પહેરે છે. ( જુઓ બીજી ચોપડી પાઠ ૬૦ માનું ) ચિત્ર.

ચામડા પકવવાના કુંડમાં ગંધાતા ચામડાની ખરાબ બદબો

હવાને બગાડી રોગ ઉત્પન્ન થાય છે. માટે તેવા કુંડ વસ્તીથી દૂર રાખવા જોઇએ.

## પાઠ ૨૧ મો.

**સાહિત્યઃ**—કાચું અને રંગેલું ઉન, કાસ્મીરીશાલ, બનાત, કામળા, ધાબળા, બનુસ વિગેરે ઉનનાં કપડાં અને સૂક્ષ્મદર્શક યંત્ર

**ઉનઃ**—ઘેટાં અને બકરાના શરીર ઉપરના જે વાળ તેને ઉન કહે છે. ગરમ મુલકમાં ઘેટાં બકરાંનું ઉન જાડું અને ઠંડા મુલકનાં ઘેટાં બકરાંનું ઉન, નરમ, સુંવાળું તથા ઝીણું હોય છે. ઉનનાં તાતણાને સૂક્ષ્મદર્શકથી તપાસતાં આપણા શરીરની ચામડીની માફક ભીંગડાં જણાય છે. આપણા પ્રાંતમાં ભરવાડ લોકો શિઆળો ઉતરતાં ઉનવાળાં પ્રાણીઓ પરથી ઉન કાતરી લે છે. તે કાચું ઉન કહેવાય છે.

આપણા પ્રાંત કરતાં કાશ્મીર દેશનાં બકરાનું ઉન ઘણુંજ નરમ સુંવાળું, ઝીણું અને સુશોભિત તથા કીમતિ હોય છે, તેની શાલો બને છે તે પણ ભારે કિંમતની હોય છે. ગરીબ લોકો તે શાલો ખરીદી શકતા નથી. તે ઉપરાંત 'અંગોરા' પ્રાંતમાં 'અંગોરા' નામનાં બકરાં થાય છે તેનું ઉન ઘણું નરમ, ભારે કીંમતી, અને રેશમ જેવું સુંવાળું હોય છે. કાસ્મીરના ઉનની માફક તેની પણ શાલો, આલપાકા. ફલાલીન, મેરીના, કોટીન, બનાત, વીગેરે બને છે.

ઉંટ ઉપરથી જે વાળ ઉતારવામાં આવેછે તેના કામળા અને શેતરંજીઓ બને છે, આપણા પ્રાંતના ઉનના કામળા કામળીઓ, ધાબળીઓ, દોરીઓ, અને ઘોડાના જીન તળે મૂકવાની દળીઓ વીગેરે બનાવે છે, પણ કાસ્મીર કે અંગોરાની માફક શાલ, આલપાકા

જેવાં ઉંચી જાતનાં કાપડ બની શકતાં નથી. કારણુ કે આપણા પ્રાંત નાં ઘેટાં બકરાંનું ઉન જાડું હોય છે.

ઉનના ગુણ:—પોચું, હલકું, સુંવાળું, હુંફાળું, રેસાવાળું સ્થિતિસ્થાપક. અને પાણીને દૂર રાખનારૂં છે ઉનના તાંતણાઓને ગમે તે જાતનો રંગ લાગી શકે છે અને ગરમીને શોષી લઇ પોતાને કબજે રાખી શકે છે જેથી ઉનમાં ટાઢ દુર કરવાની શક્તિ હોય છે રેશમ કે રૂ કરતાં ઉનનાં લુગડાં વધારે ગરમ ગણાય છે.

ઉનનાં લુગડાં શરદીની રૂતુ અને શિયાળામાંજ પહેરવાને કામ આવે છે ઠંડા દેશના લોકો ખાસ કરીને ઉનનાં કપડાંજ પસંદ કરે છે. તેની બહુ સાચવણી રાખવી પડે છે. નહિં તો તેમાં ઉધઇ, કુઆ, કસારી વિગેરે જીવ લાગી નુકશાન કરે છે. વખતો વખત તેને તડકે નાખતાં રહેવું અને લીંબડાનાં પાંદડાં તેની ગડીઓમાં મુકવાં જેથી કપડાંનું રક્ષણ થાશે.

---

## પાઠ ૨૨ મો. ઘર.

**સાહિત્ય:**—જુદાં જુદાં સ્થળનાં ઘરોનાં પિકચરો.

**ઘર:**—ગામડાંનાં ઘર ઘણે ભાગે માટીનાં બાંધેલા હોય છે અને મોટા શહેરમાં તો હજારો રૂ. ખરચી ઇંટો ચુનો અને પથ્થરથી બાંધેલા હોય છે. કોઇવાર બે માળાનાં તો કોઇ કોઇ ઘરમાં ચાર, પાંચ અને છ છ માળ પણ હોય છે.

આ દુનિયાનાં બંધારણ વખતે માણસો ઘર બાંધીને રહેતાં નહોતાં જંગલોમાં અને મેદાનો તથા ડુંગરાઓમાં ખુલ્લાંજ પડયા રહેતાં હાલ પણ કેટલાક જંગલી મુલકના જંગલ નિવાસી ભીલ લોકો ઘરબાર વગર જંગલમાંજ રહે છે. જુઓ—

" સૃષ્ટિ સમે સૌ માનવી વસતાં વનમોઝાર,
લડતાં એક બીજાથકી નહોતો સંપ લગાર. "

ક૦ દ૦ ડા૦ )

તે વખતે માણુસોની સ્થિતિ ખરાબ હતી, ધીમે ધીમે સુધારો થતાં થતાં માણુસો ઘર બાંધીને રહેવા લાગ્યાં ને તેમાં પણ વધારે સુધારો દાખલ થતાં હાલના જેવાં વિશાળ, અને રોનકદાર મકાનો બંધાવી રહેતા લાગ્યાં છે સુર એ માનવ જાતિનું વિશ્રાન્તિ સ્થાન છે, ટાઢ, તાપ, વરસાદ, અને જંગલનાં જંગલી પ્રાણીઓ તથા ચોર લુંટારૂથી આપણું રક્ષણ કરનાર ઘર છે. ઘર વિના આપણને રહેવાનું બીજું એક પણ સ્થાન નથી.

માટી, પત્થર, ચુનો અને ઈંટોના. લાકડાનાં, પતરાના તથા વાંસડાઓના ઘર બંધાય છે ગરીબ લોકોને રહેવાનાં ઘરને ઝુંપડાં કહે છે. ચામડીઆ અને રબારી જેવા ઠેકાણે ઠેકાણે રખડતાં લોકો ડેરાં તંબુઓ નાખી રહે છે તે પણ ઘર કહેવાય છે વળી ચીન દેશના લોકો વહાણમાંજ ઘર કરીને રહે છે.

## ઘર બાંધવા માટે લક્ષમાં રાખવાના નિયમો

(૧) ઘર બાંધવા માટે ઉંચી જમીન પસંદ કરવી કે જેથી ચોમાસામાં ભેજ યા શરદી બીલકુલ લાગે નહિં અને સળેખમ શરદી તથા મેલેરીયાના રોગ ઉત્પન્ન થવા પામેજ નહિં.

(૨) આજુ બાજુ ગંધાતાં પાણીનાં ખાબોચીયાં ઉકરડા અને ખીચો ખીચ વસ્તી હોવી ન જોઇએ કે જેથી હવા બગડવા પામે નહિ અને બનતાં સુધી ઘરનું છાપરૂં ઉંચું કરવું.

(૩) ચોકખી હવા આવવાના માર્ગપર જાળીઆં કે બારીઓ મુકાવવી અને કોઇપણ એક બાજુથી સૂર્યના કિરણો ઘરની અંદર

આવી શકે તેવી વ્યવસ્થા કરવી.

(૪) રાંધવાનો ઓરડો અલગ રાખવો, અને ઘરનો એહવાડ વહેવરાવવા એક ગટર કરાવવી તથા જમવાનો. સુવાનો, લખવા વાંચવાનો ઓરડો. દિવાનખાનું વિગેરે જગાઓ જુદી જુદી રાખવી.

આ ઉપરાંત બીજા ઘણા નિયમો જાળવવાની જરૂર છે.

**ઘરોને ચોકખાં રાખવાં:**વરસમાં બે વાર ઘરોને ચુનાથી ધોળાવીને સ્વચ્છ રાખવાં ઓરડા, ખુણા ખાંચરા, અને ઓટલાઓને હંમેશાં વાળી ઝુંડીને સાફ રાખવાં ટુંકમાં એટલું લક્ષમાં રાખવું કે ગંદકીવાળાં ઘરોનાં મનુષ્યો ! હીન આયુષ્કવાળાં તથા રોગ પિંડીત હોય છે અને સ્વચ્છ, સુઘડ ઘરોમાં રહેનારાં મનુષ્યો, તંદુરસ્ત, આયુષ્યમાન તથા શરીરે હંમેશાં સુખી હોય છે. માટે ઘરોને સ્વચ્છ રાખવાને બહુજ કાળજી રાખવી.

## પાઠ ૨૩ મો વખત જાણવાની અસલી રીત.

**સાહીત્ય:**—છાયાયંત્ર અગર તેનું પિક્ચર તથા કલાક અને અર્ધા કલાકની શીશી.

**છાયા યંત્ર:**—હાલ આપણે ઘડીયાળથી જોઈ શકીએ છીએ કે ૮ વાગ્યા અગર તો ૧૨ વાગ્યા. એ ઘડીયાળો તો થોડાં વરસ ઉપર નીકળી છે પણ તે પહેલાં તો ઓળા ઉપરથીજ વખત જાણતાં અને તેને માટે છાયાયંત્ર નામનું એક સાધન વાપરતાં છાયા યંત્રની વચમાં એક ખીલો ઘાલી તેની એક બાજુ તરફ આંકડા માંડતા સૂર્યની ગતિ અને અજવાળાને લીધે ખીલાનો પડછાયો જે આંકડા ઉપર હોય તે પરથી અમુક વખત ગયો એમજ નક્કી કરી શકાતું. હાલનાં ઘડીઆળોની માફક તેમાં આંકડાઓનું ગોળ ચક્કર નહોતું પણ અર્ધગોળ હતું. પરંતુ રાત્રે અને વાદળાંવાળા દિવસે

આ યંત્ર બીલકુલ ઉપયોગમાં આવે નહિ.

**ઘડીયું:**—જોશી લોકો કાંસાના વાડકાને તળીએ ઝીણું કાણું પાડી તેને પાણી ઉપર તરતો મૂકી તેમાં ધીરે ધીરે પાણી ભરાઇ તે બુડી જાય ત્યારે એક ઘડી થઈ એમ ગણી ફરીને તરતો મૂકતાં અને એવી રીતે ઘડીઓથી વખતનો સુમાર નક્કી કરતા.

**શીશીઓ**—માંકડાં અને રીંછ રમાડનારા મદારી લોકો ડુગડુગી વગાડે છે તેજ ઘાટની કાચની એક શીશી બનાવી લાલરેતી ભરે છે. તેનાં બંન્ને ખાનાઓ વચ્ચે એક બારીક વેહ (કાણું) છે. ઉપલા ખાનાની સઘળી રેતી પેલા વેહમાં થઇને નીચલા ખાનામાં પડી જાય એટલે કલાક થયો કહેવાય. પરંતુ જો રેતી ઠલવાઇ જાય તે વખતે શીશીને ફરીથી ફેરવાર કોઇ માણસ ત્યાં નહોય તો ત્યાર પછીના બધા કલાક ખોટા વાગશે. નિશાળો, કચેરીઓ, અને ચોકી પહેરાઓ ઉપર આવી શીશીઓ આજસુધી વપરાતી હતી. પણ હવે તો ઠામ ઠામ ઘડીઆળો વપરાય છે જેથી આ શીશીનો ઉપયોગ ભાગ્યેજ થાય છે ગામડાઓની નિશાળોમાં હજી એ શીશીનો ઉપયોગ થાય છે. એવી શીશી અરધા કલાકની પણ હોય છે.

## પાઠ ૨૪ મો. વખત જાણવાની નવી રીત.

સાહિત્ય. ઘડીઆળ. અને ઘડીયાળનું પતું.

જેમ જેમ સુધારો થતો ગયો અને માણસો વિદ્યા કળાથી આગળ વધતાં ગયાં તેમ તેમ વખત જાણવાની રીતમાં પણ ફેરફાર થતા ગયા. હાલનો જમાનો હુન્નર કળાનો હોવાથી વખત જાણવાની જુની પદ્ધતિઓથી ચોક્કસ ટાઇમ જાણી શકવો મુશ્કેલ પડતો અને ટાઇમનું કાંઇપણ નિશ્ચયપણું નહોતું. પણ આ નવી પદ્ધતિથી તો એક પળ અગર ક્ષણનો પણ ટાઇમમાં ફેરફાર પડતો નથી. ચો-

ક્સ ટાઇમ જણાવનારી આ નવી પદ્ધતિ તે આપણી ઘડિઆળોજ છે.

ઘડિયાળમાં એક ગોળ પતરૂં જડેલું છે તેને **ચંદો** કહે છે. ચંદાપર ૧ થી ૧૨ સુધીના આંકડા એક જાતની જુની ભાષામાં લખેલા છે, ઘડિયાળ જોતાં શીખનારા ઉમેદવારે પહેલાં એ આંકડાઓનું ખુબ મનન કરવું.

ઘડિયાળની મધ્યભાગમાં બે કાંટા હોય છે. તેમાં એક મોટો અને બીજો નાનો કેટલા કલાક વાગ્યા તે નાના કાંટાપરથી સમજાય છે. નાનો કાંટો તે અવર કાંટો, અને મોટો તે મિનિટ કાંટો છે. અવરકાંટો એક આંકડાપરથી બીજા આંકડાપર જાય તેટલામાં મિનિટ કાંટો આખો ચંદો ફરીવળી બાર ઉપર આવીને રહે છે. બારવાગે અને છવાગે બંન્ને કાંટાઓ એકમેકની ઉપર આવી જાય છે.

કેટલાંક ઘડિયાળોમાં ૬ ના આંકડાની ઉપરની બાજુએ એક ગોળ નાનકડા કુંડાળામાં સેકંડ કાંટો પણ મુકેલો છે. તે કાંટો પોતાના કુંડાળામાં ૬૦ વખત ચક્કર ફરે ત્યારે એક મિનિટ થઇ કહેવાય.

ચંદાની પાછળ કમાન છે તેને કુંચી આપવાથી ઘડિયાળ ચાલે છે. ચાલતાં ચાલતાં કમાન ધીરે ધીરે ઉકલતી જાય છે તેથી તેની સાથે સંબંધ રાખનારાં ચક્કરો પણ ચાલે છે. એ ચક્કરો સાથે કાંટાઓને સંબંધ હોવાથી ચક્કરો ફરવાની સાથે કાંટાઓને પણ પોતપોતાની ગતિ મુજબ ફરવું પડે છે.

**(શિક્ષકોએ ઘડિઆળ જોતાં શીખવવું.)**

## પાઠ ૨૫ મો, ત્રાજવાં

**સાહીત્યઃ**—ત્રાજવાં, કાટલાં, ખરી ખોટી દાંડી, અને અનાજ વગેરે તોળવાની ચીજો.

આપણે વેપારી લોકોને ત્યાં અનાજ વિગેરે ચીજો લેવાને જઈએ તો તે ત્રાજવાં કાટલાં વડે તોળીને આપે છે. ઘી, તેલ જેવા પ્રવાહી પદાર્થો તોળવાને માટે સધડો કરે છે. અને ત્રાજવાની દાંડી સમતોલ હોય તો તોળેલું વજન બરાબર છે એમ સમજવું.

**ત્રાજવાની બનાવટ**—એક ગોળ દાંડીના મધ્ય ભાગમાં કાણું પાડી, નાથણું બાંધી બંન્ને છેડે સરખે અંતરે કાણાં પાડી તેમાં પાંગરા બાંધી નીચે લોઢાનાં પિતળનાં કે ચામડાનાં નાનાં મોટા છાબડાં લટકાવે છે તે ત્રાજવાં.

**સાચું ત્રાજવું.** ( ખરી દાંડી ) દાંડીની બંન્ને તરફતા ભાગો સરખા લાંબા હોય, વજન પણ સરખું હોય, અને તેથી જોખેલા પદાર્થનું વજન મૂકેલાં કાટલાની બરાબર હોય તે ખરી દાંડી કે સાચું ત્રાજવું કહેવાય.

**દોઢ દાંડીનું ત્રાજવું** ( ખોટીદાંડી ) દાંડીની વચમાં કાણું નહોતાં આધુ પાછું હોય. ( નાથણાની એક તરફથી દાંડી બીજી તરફની દાંડી કરતાં નાની મોટી હોય ) અને તેથી એક ત્રાજવું ભારે અને બીજું હલકું હોય છે. લુચ્ચો વેપારીઓ ભારેમાં સોદો મુકે, અને હલકામા વજન મુકીને ઓછો માલ પૂરો કરી દેખાડે છે. જેથી ગ્રાહકોને નુકશાન થાય છે, આવા ત્રાજવાને ખોટીદાંડીનું કે દોઢ દાંડીનું ત્રાજવું કહે છે.

**ધડો**—કેટલાંક ત્રાજવામાં એક બીજાનાં પલ્લા કરતાં બીજી બાજુનું પલ્લું નીચે જાય છે. તે નીચે જનારા બીજી બાજુના પલ્લાને સરખું કરવા માટે પહેલા પલ્લામાં જે વજન મુકવું પડે તે ધડો કહેવાય છે.

ઘડાવાળા ( નીચે જનાર ) ત્રાજવામાં કાટલાં મુકી તથા બીજા ( ઉંચું રહેનાર ) પલ્લામાં માલ મૂકીને વેપારી ગ્રાહકને આપે તો તેથી વેપારીને નુકશાન થાય છે. અને ગ્રાહકને લાભ થાય છે. તેમજ ઉંચુ રહેનાર પલ્લામાં કાટલા મુકી નીચે જનાર પલ્લામાં માલ મૂકે તો વેપારીને લાભ થાય અને ગ્રાહકને નુકશાન થાય છે.

**ટીપઃ**—( ધ્યાનમાં રાખો. ) કોઇ ઠેકાણે એવું માલમ પડે કે ત્રાજવા ખોટી દાંડીનાં છે, તો જેવે વખતે જેટલો માલ લેવો હોય તેનો અરધો પહેલા પલ્લામાં અને બાકીનો અરધો બીજા પલ્લામાં જોખાવવો કે જેથી ઠગાઇ કરનારા વેપારીની ઠગાઇ નાબુદ થાય.

સોનું, રૂપું, કેસર, કસ્તુરી અત્તર, ને અફીણ જેવી મોંઘી ચીજો તોળવાને નાના નાના કાંટા હોય છે. તેમાં તલભાર પણ ઓછું વધુ હોય, તે. તે તુરતજ જણાઇ આવે છે. છતાં પણ જો તેમાં આપણને ઠગાઇ થએલી માલમ પડે તો ધર્માદાના કાંટાઓએ રિવાજ મુજબ પૈસા આપી તોળાવવું એટલે તુરતજ સત્ય જણાઇ આવશે.